# શુદ્ધિ — પત્રક

| પાનુ | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૨ | સાધુ | સાધુ |
| ૧ | ૧૮ | दुर्गतिमूपतने उद्धरति | दुरगतौ पतन्तं |
| | | इतिधर्मे | धारेयति धर्मं |
| ૪ | ૧૨ | ઉદ્દેશો | ઉદ્દેશી |
| ૭ | ૨૨ | મુક્તિ | મુશ્કિ |
| ૮ | ૮ | શામ | શાખ |
| ૧૧ | ૨૬ | સરધા | સંધા |
| ૧૩ | ૧૮ | ~ | ને |
| ૧૫ | ૭ | પ્રતિપાળ | પ્રતિપાગ |
| ૧૫ | ૧૨ | અનુમોદન | અનુમો ના |
| ૧૬ | ૧૩ | સાધુપણ | સાધુપણ |
| ૧૮ | ૪ | સવાર | સવર |
| ૧૯' | ૧ | સન્યસ્તાશ્રમ | સન્યાસઆશ્રમ |
| ૧૯ | ૧૦ | सुद्धि | मद्दी |
| ૧૯ | ૨૦ | देही | देह |
| ૨૦ | ૨૧ | જીતધર્મની | જૈનધર્મની |
| ૨૫ | ૯ | બને | બની |
| ૨૭ | ૧૪ | सर्वं जीवेष्व जियां मुपूतिर हिंसा | सर्वं मुतेपु सयम अहिंस |
| ૨૮ | ૪ | सव्वेगि | सव्वमिं |
| ૩૧ | ૧૭ | नमत्य प्रवृत्या प्रागव्यपरोपग हिंसा | अम्[ प्रवृया प्राण्य परो हिंसा |
| ૩૩ | ૨૧ | જન | જૈન |
| ૩૫ | ૧૧ | सेवरावे | सेवडावे |
| | | सेवराव्या | सेवडाव्या |
| ૩૫ | ૧૭ | आगाअ | आगाअे |
| ૩૬ | ૩ | पत्म | पत्म |
| ૩૮ | ૬ | જેના | જે |

# જૈન તત્વજ્ઞાન દર્પણ



દરેક માણસને ધર્મ કરવાનુ મન થાય છે પરંતુ ધર્મ-અધર્મની ભિન્નતા પ્રરૂપ્યા મુજબની સમજ નહી હોવાથી કેટલાક ભોળા લોકો ધર્મના કામને અધર્મના અને અધર્મના કામને ધર્મના સમજી આ અસાર સંસારમા ભમે છે અને તેથીજ પ્રથમતો દરેક માણસને દેવ ગુરૂ ધર્મની પરીક્ષાની ખાસ જરૂર છે

## દેવ ગુરૂ ધર્મના લક્ષણ

१ अत्र मानवानर्हन् देव — જેમણે કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે અરિહંત દેવ નમો અરિહંતાણં અરિ કહેતા કર્મ રૂપી વેરી હંતાણં કહેતા હણ્યા છે જેમણે વળી ચાર ઘાતી કર્મોનો ક્ષય કર્યા છે ચોત્રીસ અતિશય પાંત્રીસ પ્રકારના વચનાતિશય, બાર ગુણે કરી સહિત અને સર્વ દોષ રહિત છે તે અરિહંત દેવ

२ महाव्रतधर साधु गुरु — ગુરૂ નિર્ગ્રંથ, પાંચ મહાવ્રતધારી, છકાયના પ્રતિપાળ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના ધારણહાર, નવવાડ બ્રહ્મચર્યના પાળણહાર બેતાલીશ દોષ ટાળી આહાર પાણીના લેનાર, બાવન અનાચાર ના ટાળણહાર, બાહ્ય અભ્યંતર પરિગ્રહના ત્યાગી, અસ્વાદી, ત્યાગી, વૈરાગી, તોલરે આવે નહી વે ની આવે સમભાવે સહે કંચન કામનીના ત્યાગી તે ગુરૂ

३ दुर्गतिम् पतन्ते उद्धरति इति धर्म — આ સંસારમા જીવને દુર્ગતિમા પડતાં ધારી રાખે તે ધર્મ

आ मशुद्धि साधन धर्म — આત્માની શુધ્ધિનુ સાધન તે ધર્મ

अहिंसा परमो धर्म — અહિંસા એ મોટામાં મોટો ધર્મ છે

द्विविध सधर्म (१) संवर – सयम (२) निर्जरा – तप

## સાધુ ( ગુરૂના ) લક્ષણ

પાચ મહાવ્રત પાળે રાત્રિ ભોજનનો ત્યાગ કરે તેમજ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ ( આઠ પ્રવચન માતા ) પાળે તેજ સાચા ગુરૂ કહેવાય

૧ પ્રાણાતિપાત વિરમણ વ્રત – છ કાય જીવમાથી કોઇપણ કાયની હિંસા સાધુ મુનિરાજ કરે નહી, કરાવે નહી, કરતાને રૂડુ જાણે નહી, મનથી વચનથી કાયાથી,

૨ મૃષાવાદ વિરમણ વ્રત–કોઇપણ કારણસર મરણાંત કષ્ટ પડે તો પણ સાધુ મુનિરાજ જૂઠ્ઠુ બોલે નહીં, બોલાવે નહી, બોલતાની અનુમોદના કરે નહી, મનથી વચનથી કાયાથી

૩ અ દત્તાદાન વિરમણ વ્રત–કોઇપણ પ્રકારની ચોરી સાધુમુનિરાજ કરે નહી કરાવે નહી, કરતાની અનુમોદના કરે નહી, મનથી, વચનથી, કાયાથી,

૪ મૈથુન વિરમણ વ્રત–સાધુમુનિરાજ બ્રહ્મચર્યનુ પાલન કરે દેવ દેવી સબધી તિર્યંચ તિર્યંચણી સબધી મનુષ્ય મનુષ્યણી સબધી મૈથુન સેવે નહી, સેવરાવે નહી, સેવતાની અનુમોદના કરે નહી, મનથી, વચનથી, કાયાથી,

૫ પરિગ્રહ વિરમણ વ્રત – પરિગ્રહ નવ પ્રકારના કહ્યા તે નીચે મુજબ છે

ખેત ઉઘાડી જમીન, ખેતર, ખુલ્લા વાડા વિગેરે
વત્થુ ઢાકી જમીન ઘર, હાટ હવેલી બગલા વિગેરે
ધન રોકડ નાણુ તથા ઝવેરાત વિગેરે
ધાન્ય ઘઉં, બાજરી જુવાર ચોખા કોદ્રા મકાઇ વિગેરે દરેક જાતના અનાજ
હિરણ્ય ચાદી સોનુ મોનુ દુપદ બે પગવાળા ( માણસ ) દાસ દાસી વિગેરે
ચૌપદ ચાર પગ વાળાં (જનાવર) ઘોડા હાથી, ગાય, ભેંસ વિગેરે
કુવિય ઘરવખરી, વસ્ત્ર, ફરનીચર, ઘડેલી ધાતુ વિગેરે ઉપરના નવ પ્રકારના પરિગ્રહમાથી કોઇપણ પ્રકારનો પરિગ્રહ સાધુમુનિરાજ રાખે નહી રખાવે નહી, રાખતાને અનુમોદે નહી, મનથી વચનથી કાયાથી

૬ રાત્રિ ભોજન સાધુમુનિરાજ આજીવન રાત્રિ ભોજનનો ત્યાગ કરે

ઉપર મુજબનાં પ ચ મહાવ્રત સાધુ મુનિરાજ દીક્ષા લેતી વખતે અ ગીકાર કરે છે અને સર્વ સાવજ્જ જોગના એટલે પાપકારી કામો કરવાના ત્રણ કરણ અને ત્રણ જોગથી જાવ જીવ ત્યાગ કરે છે અને પોતે પોતાના મા બાપ બૈરી છોકરા સગાસ્નેહી ધન દૌલત, ઘરબાર હાટ હવેલી ગાય ભેંસ માણસ ચાકર વિગેરેને મોહરૂપ સ સાર બ ધન સમજી છોડી દે છે

પ્ર ઉપરના પ ચ મહાવ્રત ઉપરાંત ભગવાને પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ કહી તે શુ ?

જ પાચ સમિતિ નીચે મુજબ છે

૧ ઈર્યા સમિતિ – ઉપયોગ સહીત જ્યણાથી જોઈ જોઇને ચાલવુ રાતના ઓઘાથી ( રજોહરણ ) પૂજીને પછી ચાલવુ

૨ ભાષા સમિતિ – વિચારીને નિરવદ્ય વચન બોલવુ કોઈ જીવને દુ ખ ઉત્પન્ન થાય તેવી નિરર્થક ભાષા બોલવી નહી તેમજ સાવદ્ય પાપકારી ભાષા બોલવી નહી

૩ એષણા સમિતિ – શુદ્ધા શુદ્ધ આહાર પાણીની પરીક્ષા કરવી આહાર પાણી કપડાં આદી ચીજો સાધુ મુનિરાજ માટે બનાવેલી અથવા લાવેલી ખરીદેલી વહોરવી ક પે નહી તેમજ નિયમથી વધુ રાખી શકે નહી

૪ આ ાન ભ ડમત નિખેવણા સમિતિ –વસ્ત્ર, પાત્રા, કપડાં પુસ્તક આદી ઉપકરણો યત્નાથી લેવા મુકવા, તેની દરરોજ પડીલેહણ કરવી ચાર આંગળનો કડકો પણ પડીલેહણ વગર રાખી શકે નહી

૫ ઉચ્ચાર પાસવણ ખેલ જળ સ ઘાણ પરીઠાવણીયા સમિતિ – લઘુનિત, ખેલ શ ખાર આદી યત્નાથી પરઠવા ( નિર્વદ્ય સ્થળ જોઇ પરઠવા ) ઉંચેથી તેમજ જોયા પુજ્યા વગર પરઠવા નહી

## ત્રણ ગુપ્તી

| | |
|---|---|
| ૧ મન ગુપ્તિ | મન ગોપવીને રાખવુ |
| ૨ વચન ગુપ્તિ | વચન ગોપવીને બોલવુ |
| ૩ કાયા ગુપ્તિ | કાયા ગોપવીને રાખવી |

ઇત્યાદી પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી આઠ પ્રવચન માતા કહેવાય

પ્ર ઉપરના પાચ મહાવ્રત પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ છે તેમા નાના સાધુ કે મોટા સાધુ હોય તેઓ માટે કાઈ ફેર છે ?

જ ઉપરના પાચ મહાવ્રતને મૂળવ્રત કહે છે તેમા નાના સાધુ હોય કે મોટા હોય ઘરડા હોય કે રોગી હોય તે બધાના મહાવ્રત સરખા છે મૂળવ્રતમાં જરાપણ ફેર નથી

પ્ર સાધુજીના જાણવા જોગ આચાર કહો !

જ સાધુ સાધ્વીના જાણવા જોગ આચાર

સાધુજી પાચ મહાવ્રત, પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ આ તેર બોલ બરાબર પાળવા જોઇએ તેમા ખામી કરેતો ચારીત્રમા દોષ લાગે

સાધુજી આધાકર્મી એટલે સાધુ મુનીરાજને માટે બનાવેલો આહાર પાણી ઇત્યાદિ જાણીને ભોગવે તો અણાચારી કહેવાય

સાધુજી ઉદ્દેશી એટલે સાધુના ભાવ ભેગા કરી બનાવેલો આહાર ભોગવે તો અણાચાર લાગે

સાધુજી નિતપિંડ એટલે રોજ એક ઘરનો આહાર (વિના કારણે) ભોગવે તો અણાચાર લાગે

સાધુજી વસ્ત્ર, પાત્રા કમ્બલ રજોહરણ ઇત્યાદિ અધિકા રાખે તો દોષ લાગે

સાધુજી પાંચમો આરો છે એમ કહી ચારિત્ર પાળવામા સિથિલતા કરે નહી

સાધુજી બેતાલીસ દોષટાળી આહાર પાણી લે

સાધુજી કબાટ પલગ પેટી વિગેરે પોતાના કરી રાખે નહી કારણ કે પાચમા પરીગ્રહવ્રતમા આ બધી ચીજોનો ત્યાગ છે

સાધુજી ગોચરીમા લાવેલુ ભોજન (આહાર) આચાર્યજી અથવા સઘાડાના મોટા સાધને દેખાડયા સિવાય પોતાની મરજી અનુસાર ખાવુ નહી ખાય તો દોષ લાગે

સાધુજી મધુકરી ગોચરી કરવી તેમજ ખાઈ પી સુઇ રહેવુ નહી સુઇ રહે તેને પાપી શ્રમણ કહ્યા

સાધુજી ટપાલ લખવા કાર્ડ કવર રજીસ્ટર વગેરે રાખી શકે નહી કારણ કે પાચમા અપરીગ્રહ વ્રતમા પરિગ્રહનો ત્યાગ છે

સાધુજી દવા, સોય, કાતર ચપ્પુ વિગેરે ગૃહસ્થીની ચીજો રાતવાસી રાખી શકે નહી રાખે તો પ્રાયશ્ચિત્ત

સાધુજી પોતે હાથે લોચ કરે અથવા બીજા સાધુ પાસે કરાવે

સાધુજી આચાર્યશ્રીની આજ્ઞા વગર ચાતુર્માસ કરવા નહી

સાધુજી જે ગામમાં દસે (જાજરૂ) જવા બહાર જગ્યા નહી હોય તે ગામમા રહી શકે નહી વાડા વિગેરે બનાવી તેમા જાય અને તે ભંગી સાફ કરે તો દોષ લાગે

સાધુજી ગૃહસ્થીની સહાય વાંછે નહી કોઇ સાધુ માંદા પડે તો બીજા સાધુ તેમની વૈયાવચ્ચ કરે પરંતુ ડાક્તર પાસે ઇંજકશન ઓપરેશન કરાવે નહી તેમજ હોસ્પીતાલમા ઇલાજ કરાવે નહી કરાવે તો ચાર માસનુ પ્રાયશ્ચિત

સાધુજી હોસ્પીતાલમા રહી શકે નહી ડિસ્પેન્સરીની દવા લઇ શકે નહી

સાધુજી ડાક્તરને ફીના તેમજ ઇન્જેકશન દવા કે ઓપરેશનના પૈસા અપાવી ઇલાજ કરાવી શકે નહી

સાધ્વીજી મરણાન્ત કષ્ટ પડે તો પણ પુરુષ ડાક્તરનો સ્પર્શ કરે નહી તેમજ નિદાન કરાવે નહી

સાધુજી બે સાધુથી ઓછા વિચરવુ નહી એકલ વિહારી સાધુમા આઠ અવગુણ કહ્યા છે

સાધ્વીજી ત્રણ સાધ્વીજીથી ઓછા વિચરવુ નહી સાધ્વીજીએ એકલા ગોચરી, ઠંડીલે, જવુ તેમજ એકલા રહેવુ તે પ્રભુની આજ્ઞા બહાર છે

સાધુજી નવકલ્પી વિહારી રહ્યા એટલે આઠ મહીનામા આઠ અને ચોમાસાના ચાર મહીનાનો એક એમ નવ વિહાર તો અવશ્ય કરે જો સુખે સમાધે નવકલ્પી વિહાર નહી કરે અને એમજ ગામમા રહે તો દોષ લાગે

સાધુજી પગે ચાલી વિહાર કરે ટ્રેન ગાડી, મોટર એરોપ્લેન વગેરેમા બેસી શકે નહી તેમજ પોતાનાં પુસ્તક, પાત્રા, વસ્ત્ર ઇત્યાદી પોતેજ ઉપાડીને લઇ જાય પરંતુ વિહાર કરી ગયા પછી પોસ્ટ

કે ટ્રેન મારફત અગર ગૃહસ્થીપાસે મગાવી શકે નહી મગાવે અગર ઉચકાવે તો પ્રાયશ્ચિત

સાધુજી કોઇ ગામમા જગા, આહાર પાણી મળે નહી તો શ્રાવકોને કહીને મહીમાકે સ્નેહ કરાવવો નહી

સાધુજી પ્રાતઃ અણુાચારના ટાળનહાર કહ્યા

સાધુજી કોઈ આગ દે, કોઇ દુખ આપે, કોઇ પગે લાગે કોઈ પગે નહી લાગે, કોઈ ભોગ આગ દે તે બધા પર સમભાવ રાખે

સાધુજી પગારદાર પંડીત રખાવી પોતે તેમજ ચેના ચેલાને ભણાવી શકે નહી કારણ કે પરીગ્રહ અપાવવાના ત્યાગ છે

સાધુજી લહીયા પાસે પુસ્તક લખાવી પોતે રાખે નહી

સાધુજી ભોજન પાણી માટે ત્રણ પાનાથી વધારે રાખી શકે નહી

સાધુજી ગૃહસ્થીને માટે જોશીનુ વેપારમા નેજીમ દીનુ આક ફરકનુ તેમજ વૈદકનુ કામ કરી શકે નહી જો કરે તો સાધુ આચારથી ભ્રષ્ટ થાય અને ચાર મહીનાનુ ચારીત્ર જાય.

સાધુજી ટપાલ તાર પારસલ, રજીસ્ટર વગેરે કરી શકે નહી કારણ કે તાર ટપાલ વગેરેના પૈસા લાગ તેમજ તે કામ ગૃહસ્થીને ભળાવવુ પડે સાધુ પોતે અપરિગ્રહી છે ટપાલ રેલ્વે વગેરેના પૈસા પડે, પોતે રેલ્વે વગેરેમાં બેસી શકે નહી, તો પોતાના કાગળ વગેરે રલ્વે કે એવાં બીજા સાધનોથી પૈસા ખરચાવી કેમ મોકલી શકે ?

સાધુજી ગૃહસ્થને કુશળ ક્ષેમના સમાચાર લખી શકે નહી તેમજ મંગાવી શકે નહી

સાધુજી ચંદા ફાળા, ટીપ્પણી વીગેરેમાં ભાગ લે નહી

સાધુજી ગૃહસ્થીના વાસણ કુંડા મહોરાટ આદીમાં ભોજન કરે નહી તેમજ કપડા ધુવે નહી

સાધુજી સુર્યોદય પહેલા વિહાર ગોચરી માટે પોતાની રહેવાની જગ્યાની બહાર જઇ શકે નહી

સાધુજી બારણાં ઉઘાડ બંધ કરી શકે નહી

સાધ્વીજી શીયળની રક્ષા માટે ગતના બારણાં બંધ કરી શકે છે

સાધુજી પાટ બાજઠ ઇત્યાદિ ગૃહસ્થી પાસે મગાવી શકે નહી, તેમજ પોતાને માટે લાવેલા પાટ બાજઠ પોતેજ સોંપી આવે

સાધુજી વિના કારણ ગોચરીમા દુધ દહીં, ઘી, શાકભાજી ઇત્યાદી ગૃહસ્થી પાસે માગીને લઇ શકે નહી

સાધુજી સ્થાનક ઉપાશ્રય આદી બધાવવા તેમજ તેની મરામત આદી કરાવવા ઉપદેશ આપી શકે નહી સાધુજી ગૃહસ્થીની આજ્ઞા લઇ તેના ઘર હાટ હવેલી બગલો કે જે રહેઠાણુ મળે તેમા ઉતારો કરે અને જતી વખતે તેના માલીકને ભળાવે.

સાધુજી પૈસા, અપાસી લેવા ચેની મુંડવા નહી *

સાધુજી ગૃહસ્થીના ઓઢસા પાથરવાના થોડા સમય માટે પણ પોતા માટે ખપમા લે નહીં

સાધુજી ખુલ્લે મ્હોડે બીલકુલ બોલી શકે નહી ખુલ્લે મ્હોડે બોલે તે ભાષા સાવદ્ય કહી છે

સાધુજી સચિત ફળ મેવા, કેરી મોસબી, દાડેમ નારગી, દ્રાક્ષ સફરજન ઇત્યાદી લેવા કપે નહી

સાધુજી વૈદ દાકતરનુ કામ તેમજ રોગની ચિકિત્સા કરી તેની દવા ગૃહસ્થીને બતાવે નહી

* જ્યા જ્યા સાધુજી લખ્યુ છે ત્યા સાધુ સાધ્વી બ ને સમજવા

# ધર્મ

૧ ધર્મ શ્રી કેવળજ્ઞાની પ્રભુએ પરૂપેલો ધર્મ તે જૈન ધર્મ રાગાદી શત્રુને જીતે તે જીન અને જીનને દેવ માને તે જૈન જીન ભગવાને પરૂપેલો ધર્મ તે "જૈન ધર્મ"

૨ धम्मो मगल मुक्कीठ्ठ अहिंसा सजमो तवो
देवा वि त नमसति जस्स धम्मे सयामणे

દશવૈકાલી સુત્ર અ ૧ ગા. ૧

અહિંસા સયમ તપ રૂપ ધર્મ કહ્યો તેજ ઉત્કૃષ્ટ ધર્મ છે જેનુ મન સદા ધર્મમા છે તેને દેવતા પણ નમસ્કાર કરે છે

૩ ધર્મ બે કહ્યા શ્રુતધર્મ, ચારિત્રધર્મ
શ્રુતધર્મ – દ્વાદશાંગી રૂપ
ચારિત્રધર્મ – પાચ મહાવ્રત રૂપ

શામ ઠાણાંગ ઠાણા ૨

૨ પ્ર ધર્મનુ મુળ ભગવાને વિનયમુળ ધર્મ કહ્યો તેના બે ભેદ કહ્યા
પ્રથમતો અણગાર ધર્મ તે પાચ મહાવ્રત રૂપ
બીજો આગારધર્મ તે બાર વ્રત રૂપ

શામસુત્ર ઉવાઇ સમવસરણ અધિકારમા

પ્ર ધર્મ હિંસામા કે દયામા ?

જ દયામા

પ્ર ધર્મ ભગવાનની આજ્ઞામાં કે આજ્ઞા બહાર ?

જ શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞામા ધર્મ, આજ્ઞા બહાર અધર્મ

પ્ર ધર્મ મુલ્ય કે અમુલ્ય ?

જ ધર્મ અમુલ્ય

પ્ર ધર્મ વ્રતમાં કે અવ્રતમા ?

જ ધર્મ વ્રતમાં

પ્ર ધર્મ સમતામાં મમતામા કે બળજબરીમાં ?

જ ધર્મ સમતામાં

પ્ર ધર્મ ત્યાગમા કે ભોગમા ?

જ ધર્મ ત્યાગમાં,

પ્ર ધર્મ રાગમાં, દ્વેષમાં કે વીતરાગતામાં ?

જ રાગ દશમુ દ્વેષ, અગીઆરમુ પાપસ્થાનક છે તેથી કર્મ બધાન છે અને ભગવાનના ધર્મ તો વીતરાગતામાં છે એટલે રાગ દ્વેષ છોડવામા છે
જીવનુ જીવવુ વચ્છે તે રાગ, મરવુ વચ્છે તે દ્વેષ અને તરવુ વચ્છે તે વીતરાગ પ્રભુનો ધર્મ
કોઇપણ જીવનુ જીવવુ ક્યારે વાછીયે છીએ કે જ્યારે તે જીવપર રાગ, સ્નેહ આવે ત્યારે

કોઈપણ જીવનુ મરવુ ક્યારે ઇચ્છીએ છીએ કે જ્યારે તે જીવ પર દ્વેષ આવે છે ત્યારે

પ્ર ભગવાનનો માર્ગ શુ ?

જ કોઇપણ જીવનુ તરવુ ઇચ્છવુ એટલે આ સસાર રૂપી સમુદ્રમાથી જીવ શુદ્ધ ધર્મ પામી ક્યારે કર્મ બધનથી છૂટે તે વીતરાગ પ્રભુનો ધર્મ

પ્ર કોઇપણ જીવને દુ ખ ભય (બીવામણા) ઉપજાવે તો શું ?

જ કોઈપણ જીવને ભય દુ ખ ઉપજાવે તે હિસા છે અને કોઇપણ જીવને ભય રહિત કરવો તે અભયદાન છે અને ધર્મદાનમા તેને કહ્યુ છે તેમજ અહિસા પરમો ધર્મનો એજ અર્થ છે

પ્ર ધર્મ વેચાતો મળે કે નહી ?

જ ધર્મ વેચાતો મળે નહી કારણ કે ધર્મતો અમૂલ્ય છે જો પૈસાથી ધર્મ મળી શકતો હોય તો અમૂલ્ય કહેવાય નહી ભગવાને ઉત્તરાધ્યયન સુત્રમા કહ્યુ છે કે ધનથી ધર્મ થતો નથી તેમજ પરિગ્રહને પાપનુ મુળ કહ્યુ છે

## કવિત

ધર્મ વાડીએ ન નીપજે ધર્મ હાટે ન વેચાય,
ધર્મ શરીરે નીપજે જો કહ્યુ કીધો જાય
ધર્મ કાયાથી થાય માયાથી (ધનથી) નહી

વળી શ્રેણીક રાજાએ પોતાની નારકી તોડવા માટે પુન્યા શ્રાવક પાસે એક સામાયિક વેચાતુ લેવા તેની શુ કીમત આપવી તે ભગવાનને પુછ્યુ ત્યારે ભગવાને કહ્યુ કે આખા જબુદ્વીપની લક્ષ્મી ભેગી કરી તેનુ દાન દે તો પણ એક સામાયિકની તોલે આવે નહી કારણ કે ધર્મ અમૂલ્ય છે ધર્મ તો આત્માનો ગુણ છે

પ્ર ધર્મ બળજબરીથી થાય કે નહી

જ બળજબરીથી ધર્મ થતો નથી પરતુ સામા માણસને જ્ઞાનથી સમજાવી તેને ધર્મ પર પ્રીતિ કરાવવી તે ધર્મ

આ દુનિયામા પુણ્ય (ધર્મ) ને નામે અનેક અધર્મો પોષાય છે પરંતુ સમજુ માણસ પોતે ન્યાય બુદ્ધિથી વિચાર કરી ધર્મ અધર્મની કરણી પર કરણ જોગની ચાવી લગાવશે તો જૈન ધર્મ તુરત સમજી શકશે દાખલા તરીકે એક માણસને બીડીની તલપ લાગી અને પોતા પાસે દીવાસળી નહી હોવાથી તે કોઇ પાસે દીવાસળી માગે છે અને કહે છે કે ભાઈ મને દીવાસળી આપો તમોને બહુ પુણ્ય થશે, તો તે માણસને તુરત દીવાસળી આપશું હવે વિચારો આમા ત્યાગ ધર્મનો વધારો નથી પરંતુ પુણ્ય થશે એમ કહેવાને બદલે તમોને પાપ લાગશે એમ જો કહેશે તો તે કોઇ દીવાસળી આપશે નહી અને ઉલટુ ગમે તેવા શબ્દો કહી ધુતકારી મારશે આ દૃષ્ટાંત પરથી સમજી શકશો કે દુનિયામા લોકો લૌકિક ધર્મના કામોને પુણ્ય અથવા ધર્મ બતાવે છે પરંતુ ડાહ્યા માણસોએ આત્મિક ધર્મની અને લૌકિક ધર્મની કરણી જુદી જુદી સમજવાની જરૂર છે

## કરણ – જોગ

પ્ર કરણ કેટના ?

જ કરણ ત્રણ છે
પોતે કરે તે પહેલુ કરણ ,
બીજા પાસે કરાવે તે બીજુ કરણ
અનુમોદના (સારૂ સમજે) તે ત્રીજુ કરણ

પ્ર જોગ કેટલા ?

જ જોગ ત્રણ છે – મન, વચન કાયા

પ્રથમતો દરેક મનુષ્ય કરણ – જોગ ઓળખવાની ખાસ જરૂર છે કારણ કે કરણ જોગ તો જૈન ધર્મની ચાવી રૂપ છે અને જેમ ચાવી હાથમાં હોય તો તાળુ ખોલી શકાય તે મુજબ આ કરણ – જોગની ચાવીથી ધર્મ – અધર્મની સમજ પડી જાય કે ત્યાગ માર્ગ પર કરણ – જોગ લાગે તો ત્યાગનો વધારો એટલે ધર્મની કરણીનો વધારો અને ભોગ માર્ગ પર કરણ – જોગ લાગે તો અવ્રત આશ્રવદ્વારનો વધારો થાય.

કરણ – જોગને ઓળખ્યા, લાગે જીનમત છાપ
ત્યારે ત્યાગ – ભોગ બેઉ જુદા સમજે આપો આપ

પ્ર સાધુ મુનીરાજને કઇ કોટીએ પાચ મહાવ્રતના પચ્ચખાણ છે ?

જ સાધુ મુનીરાજને નવ કોટીએ તીવીહેણુ – તીવીહેણુ પચ્ચખાણુ છે

૧ પોતે મનથી હિંસા કરે નહી
૨ પોતે મનથી હિંસા કરાવે નહી
૩ પોતે મનથી હિંસા કરનારની અનુમોદના કરે નહી
૪ પોતે વચનથી હિંસા કરે નહી
૫ પોતે વચનથી હિંસા કરાવે નહી
૬ પોતે વચનથી હિંસાની અનુમોદના કરે નહી
૭ પોતે કાયાથી હિંસા કરે નહી
૮ પોતે કાયાથી હિંસા કરાવે નહી
૯ પોતે કાયાથી હિંસાની અનુમોદના કરે નહી

આ નવકોટીએ સાધુ મુનીરાજને હિંસાના ત્યાગ હોય છે અને તેથી તેઓ પ્રભવતાની કહેવાય છે તેમજ અસત્ય, ચોરી અબ્રહ્મચર્ય અને પરીગ્રહના પણ નવકોટીએ ત્યાગ હોય છે

## સમ્યક્‌ત્વ - સમકીત

પ્ર સમ્યક્ત્વ એટલે શુ ?

જ જૈન ધર્મમા કેવળજ્ઞાની ભગવાન પ્રરૂપેલો ધર્મ યથાતથ્ય સમજવો દેવ ગુરૂ ધર્મની ઓળખ કરી જે સાચુ છે તેને શ્રધ્ધાથી સાચુ માનવુ તેનું નામ સમ્યકત્વ અથવા સમકીત

પ્ર સમકીતી જીવને આ સંસારનો અંત વધુમા વધુ કેટલા સમયમા આવી શકે ?

જ જીવને ફકત ગાયના સીંગડાપર મગનો દાણો ટકે તેટલી વાર, જો સમકીત આવે તો વધુમા વધુ અડધા પુદ્‌ગળ પરાવર્ધનમા જરૂર આ સંસારનો અંત કરી મોક્ષપદની પ્રાપ્તિ કરી શકે

પ્ર આ સંસારમાં દુર્લભ શુ છે ?

જ ભગવાને કહ્યુ છે કે 'સધ્ધા પરમ દુલ્લહા' આ દુનિયામાં મનુષ્ય જન્મ પામવો મહા દુર્લભ છે તેમાં વળી શ્રાવક કુળ

પચે દ્રિ સારી નિરોગી કાયા વગેરે મળવુ મુશ્કેલ છે આ બધુ મળે છતા સમકીત (સાચી શ્રધ્ધા) બહુજ મુશ્કેલ છે કારણ કે મનુષ્ય ભવ ઉત્તમ કુળ વગેરે મળે પરંતુ શુધ્ધ દેવ ગુરૂ અને ધર્મની ઓળખ નહી થાય તો બધુ ફોકટ માટે દરેક માણસે ગુરૂની બરાબર ઓળખ કરવી જોઇએ કારણ કે ગુરૂ આપણને દેવની ઓળખ કરાવે છે માટે પોતે પોતાની અક્કલથી સાધુનો આચાર પારખવો જોઇએ અને વિચારવુ જોઇએ કે જેને હુ ગુરૂ તરીકે માનુ છુ તે ગુરૂ ભગવાને કહેલા પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ આ તેર બોલ બરાબર પાળે છે કે કેમ

પોતે પરખેરે ગુરૂને અક્કલથી અ તર ગ જ્ઞાન વિચારીજી
ભેખ દેખ શ્રાવક ભુલે નહી, નહી કરે કુડી તાણીજી

ભગવત ભાખ્યારે શ્રાવક અહેવા

હીરા પન્ના માણેક મોતી, પરખો વિવિધ પ્રકારો
તો કીમ ભેખ દેખીને ભુલો ગુરૂતો તારણ હારો

---

જીન મારગમાં દેખન્યો ગુણ લારે પૂજા
નિગુણાને પુજે, તે મારગ જુદા

## મિથ્યાત્વ

પ્ર મિથ્યાત્વ એટલે શુ ?

ઉ ખરો ધર્મ કેવળજ્ઞાની ભગવાનને પરૂપ્યો છે તેની ઉ ધી સમજણ તે મિથ્યાત્વ

તેના દશ ભેદ શ્રી ઠાણાગ સુત્રના દશમાં ઠાણામા પરૂપ્યા છે

૧ જીવને અજીવ શ્રધ્ધે તે મિથ્યાત્વ.
૨ અજીવને જીવ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૩ ધર્મ ને અધર્મ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૪ અધર્મ ને ધર્મ શ્રધ્ધે તે મિથ્યાત્વ

૫ માર્ગ ને કુમાર્ગ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૬ કુમાર્ગ ને માર્ગ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૭ સાધુને અસાધુ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૮ અસાધુ ને સાધુ શ્રધ્ધે તે મિથ્યાત્વ
૯ મોક્ષ ગયા ને અમોક્ષ ગયા શ્રધ્ધે તે મિથ્યાત્વ
૧૦ અમોક્ષ ગયા ને મોક્ષ ગયા શ્રધ્ધે તે મિથ્યાત્વ

ભગવાને કહ્યુ છે કે સંસારમા સમ્યકત્વ રૂપ રત્નના ગ્રુગારા ઘણા છે, માટે દરેક શ્રાવકે સમ્યકત્વ રૂપ રત્નનુ બરાબર પાલન કરવુ જોઇએ, અને ધર્મના રહસ્યને બરાબર સમજી ધર્મના કામને ધર્મના અને અધર્મના કામને અધર્મના સમજવા જોઇએ નહી તો ઉપર મુજબ મિથ્યાત્વ લાગે

## સાવદ્ય - નિર્વદ્ય

પ્ર સાવદ્ય એટલે શુ ?

જ સાવદ્ય એટલે અધર્મનુ-પાપ સહિત

પ્ર નિર્વદ્ય એટલે શુ ?

જ નિર્વદ્ય એટલે ધર્મનુ – પાપરહિત

પ્ર. સાધુ મુનીરાજને કેટલો વખત સુધી સાવદ્ય જોગના ત્યાગ છે ?

જ સાધુ મુનીરાજને જાવજીવ સુધી સાવદ્ય કામના ત્યાગ છે

પ્ર પોશામા શ્રાવક ને કેટલો વખત સાવદ્ય કામના ત્યાગ છે ?

જ પોશામા શ્રાવકને ચાર પહોરથી માંડી આઠ પહોર સુધીના સાવદ્ય કામના ત્યાગ છે

પ્ર સામાયિકમા શુ પચ્ચખાણ છે ?

જ સામાયિકમા બે ઘડી સુધી બે કરણ અને ત્રણ જોગથી સાવદ્ય કામના ત્યાગ છે

પ્ર શ્રાવક કોને કહેવા ?

જ શ્રા. એટલે જૈન ધર્મમા શ્રધ્ધા વ. એટલે ભગવાને વિનયમુળ ધર્મ બનાવ્યો તે વિનયવાન ક. એટલે ક્રિયાવાન ભગવાને પરૂપે ધર્મક્રિયામા શ્રધ્ધા અને વિનયવાન તે શ્રાવક કહેવાય

પ્ર સામાયિકમા પોશામાં નિર્વદ્ય ધાર્મિક કામનો ઉપદેશ આપી શકાય કે નહી ?

જ સામાયિક પોશામા સાવદ્ય કામના ત્યાગ કર્યા છે ધાર્મિક નિર્વદ્ય કામો પોતે કરે છે અને તેનો ઉપદેશ પણ આપી શકે છે

પ્ર સામાયિક પોશામા સસારિક સાવદ્ય કામનો ઉપદેશ અપાય કે નહી ?

જ સામાયિક પોશામા સસારિક કામો સાવદ્ય હોવાથી તે કામોનો આદેશ ઉપદેશ અપાય નહી

પ્ર સાવદ્ય કામો કોને કહેવા ?

જ જે જે કામો પાપ સહિત હોય અને જેમા ભગવાનની આજ્ઞા ન હોય અને જે કામોમા સસારિક કામોનો આદેશ ઉપદેશ હોય તે કામો સાવદ્ય છે દાખલા તરીકે શ્રાવક શ્રાવિકા સામાયિકમા દુધ લો, પૈસા આપો ઘરમા ચુનો લગાવો ઝાડુ કાઢી નાખો બારણુ બધ કરો છોકરાઓને ખબર લો ભાઈને ચા પાણી આપો, જમવાનુ કહો વગરે સસારિક કામો સાવદ્ય છે

પ્ર સાધુ મુનીરાજ સાવદ્ય ભાષા બોલી શકે કે નહી ?

જ સાધુ મુનીરાજને સાવદ્ય ભાષા બોલવાના ત્રણ કરણ અને ત્રણ જોગથી નવકોટી ત્યાગ હોય છે તેથીજ કહ્યુ છે કે –

ભાષા વિચારી નિર્વદ્ય બોલવી   કર્કશ કઠોર મુગમત બોલ
સાવદ્ય ભાષા મતી બોલો સર્વથા   મીઠી બોલે તો પહેલી તોલ

શ્રી જીનવર ગણધર મુનીવરને કહે

અર્થ–સાધુ મુનીરાજે વિચારીને નિર્વદ્ય ભાષા બોલવી પરતુ કર્કશ કઠોર સાવદ્ય ભાષા બિલકુલ બોલવી નહી અને મીઠી ભાષા પણ વિચારીને બોલવી

પ્ર સસારના કામો કે જેમા રાગ દ્વેષનો વધારો થાય તે કાર્યનો સાધુ આદેશ ઉપદેશ આપે તો શુ ?

જ ભગવાને કહ્યુ છે કે સસારના રાગ દ્વેશનો વધારો થાય તે કામો સાવદ્ય હોવાથી સાધુ તેવાં કામો પોતે કરે કરાવે કે ઉપદેશ આપે તો તે પાપી શ્રમણ કહેવાય

શાસ્ત્રસુત્ર ઉત્તરાધ્યયન અધ્યયન ૬ • ગા ૧૭

પ્ર ગૃહસ્થી ગૃહસ્થાશ્રમમા રહી સસારના અનેક કામો કરે તે સાવદ્ય કે નિર્વદ્ય ?

જ ગૃહસ્થી ગૃહસ્થાશ્રમમા રહી જે જે આરભ સમારભના કામો કરે છે તે સાવદ્ય છે પરતુ પોતે ગૃહસ્થી હોવાથી તે કામો પોતાની સસારિક ફરજ સમજી કરે છે અને તેથીજ કહ્યુ છે કે –

સમકીત દષ્ટી જીવડો કરે કુટુબ પ્રતિપાળ
અતરથી અળગો રહે, જેમ ધાવ ખીલાવે બાળ.

પ્ર કામ સસારિક સાવદ્ય કરે અને ધર્મ કહે તો શુ ?

જ સાવદ્ય કામોને ધર્મના કામો કહે તો મિથ્યાત્વ લાગે સાવદ્ય કામ પોતે કરે કરાવે અનુમોદના કરે મનથી, વચનથી, કાયાથી તે અધર્મની કરણી છે અને ભગવાનની આજ્ઞા બહાર છે

નિરવદ્ય કરણી પોતે કરે કરાવે અનુમોદન કરે મનથી, વચનથી કાયાથી તે સર્વે ભગવાનની આજ્ઞામા છે અને તેનાથી કર્મ ક્ષય થાય છે

પ્ર કેટલાક કહે છે કે ધર્મ કામને માટે સાધુ ગૃહસ્થીને આવો જાઓ આ કામ કરો વગેરે કહે તો શુ વાધો ?

જ ધર્મના કામો તે "પાપ રહિત" નિર્વદ્ય છે અને તે કરણી કરવાની ભગવાનની આજ્ઞા છે, જેવા કે સાધુ મુનીરાજને વદના કરવાની સાધુ મુનીરાજને સઝતો આહાર પાણી કપડા દવા વિગેરે વહોરાવવાની, ત્યાગ પચ્ચખાણ કરવાની ઇત્યાદિ આજ્ઞાના સૂત્રમાં ઘણા દાખલા છે પરતુ ધર્મના કામને નામે ગૃહસ્થીને કામ બનાવવાની, મદિર મઢિ કનેશ વધારવાની, ભાર બોજ બીજા પાસે ઉપડાવવાની વિગેરે કરણી કરાવે તો ૨૮ મુ અણાચાર લાગે

શાખસુત્ર દશવૈકાલીક અધ્યયન ૩

પ્ર મિચ્છામી દુક્કડ કરવાનુ કારણ શુ ?

જ આપણે જે સાવદ્ય કામો જાણતા અજાણતા સેવ્યા હોય અને તે કર્તવ્યથી કર્મ બધાયા હોય તેની આલોચણા રૂપે મિચ્છામી દુક્કડ કરીએ છીએ

દાખના તરીકે સામાયિકમા ઉઘાડે મુખ બોલ્યા તે કામ સાવદ્ય છે અને તેથી પ્રતિક્રમણમા સામાયિક વ્રત આલોવતી વખતે સામાયિકમા ઉઘાડે મુખ બોલ્યા તેનુ મિચ્છામી દુક્કડ કરીએ છીએ

સાવઘ કામ સર્વેથી મુની ત્યાગે ખોટા જાણ
આજ્ઞા તેની કેમ દીયે, વાર કરો વિનાણ ( વિચાર )

જે કામ અનુમોદીયા, મુનીને લાગે પાપ
તો કરનારાઓ પહેલે કરણે તેમા ધર્મ કેમ થાય

# નીતિ.

## ધર્મનીતિ, રાજયનીતિ, ગૃહસ્થનીતિ

### ૧ ધર્મનીતિ.

જે કરણી કરનાથી આત્મા દુર્ગતિમા પડતો બચે અને સસાર સમુદ્ર તરી શકે, જે કરણીથી કર્મ ખપે અને મોક્ષપદની પ્રાપ્તિ થાય તે ધર્મનીતિ – જેમ કે શુધ્ધ પાચ મહાવ્રત પાળી સાધુપણુ પાળે, સાધુપણુ નહી બને તો શ્રાવકના બારવ્રત અગીકાર કરે વ્રત પચ્ચખાણ કરે પૃથ્વી, પાણી અગ્નિ વાયુ વનસ્પતિ આદિ પાચ સ્થાવર તેમજ ત્રસજીવ હણવાના બને તેટલા ત્યાગ કરે કરાવે સાત વ્યસન – ચોરી જુગાર પરસ્ત્રીગમન વેસ્યાગમન, માસભક્ષણ, દારૂ, શિકાર ના ત્યાગ કરે, પરિગ્રહનુ પ્રમાણ કરે, કાળાબજાર, સગ્રહવૃત્તિ કરવાના તેમજ આરભ સમારભ કરવાના બની શકે તેટના ત્યાગ કરે, કરાવે અનુમોદે ઈત્યાદિ ધર્મનીતિ

શ્રાવક દરરોજ ત્રણ મનોરથ ચિતવે

ક્યારે હુ આરભ પરિગ્રહ જે દુર્ગતિના કારણ છે તે છોડુ અને વ્રત આદરૂ અત સમયે સથારો કરૂ

### ૨ રાજ્યનીતિ.

રાજકારભાર ચલાવવો ન્યાય આપવો ચોર લુચ્ચા ક[illegible] સજા કરવી રાજ્યની આજ્ઞા હુકમ, મનાવવા [illegible] સ[illegible]
ઈત્યાદિ રાજ્યનીતિ

૩ ગૃહસ્થનીતિ

મા બાપની સેવા કરવી, છોકરા છોકરીને ભણાવવા પરણાવવા કુટુંબનું પોષણ કરવું માંદા પડયે સારવાર કરવી, સંસારિક વહેવાર આચરવો ભુખ્યા તરસ્યાને અનાજ પાણી પશુ પક્ષીને ઘાસ ચારાની સગવડ કરવી, ગરીબોને પૈસાની મદદ કરવી, ભાઈબંધ, દોસ્તદાર, સગાસ્નેહીને કામ પડે દરેક જાતની મદદ કરવી ગામસેવા દેશસેવા કુટુંબસેવા ઈત્યાદિ કામો કરવા તે ગૃહસ્થનીતિ.

પ્ર સંસાર વહેવારના કામો કરવા તે તો અમારો ધર્મ છે!

જ ભાઈ અત્રે ધર્મનો અર્થ સામાજીક ફરજ થાય છે તે સમજવાની ખાસ જરૂર છે

૧ ધર્મ શ્રી કેવળજ્ઞાની પ્રભુએ પ્રરૂપેલો અહિંસામય ધર્મ તે આત્મિક ધર્મ

૨ ધર્મ ફરજ

પૈસાદારનો ધર્મ – ગરીબોને મદદ કરવી હોસ્પીતાલ, કુવા વાવ પરબ, સ્કુલો પાંજરાપોળ, પશુપક્ષીને ઘાસ ચારાની મદદ વગેરેમાં ધન આપવું

મા બાપનો ધર્મ – છોકરાઓની સારસંભાળ રાખવી

છોકરાઓનો ધર્મ – મા બાપની સેવા કરવી તેમની આજ્ઞાને માન આપવું

શિક્ષકનો ધર્મ – છોકરાઓને બરાબર ભણાવવા

પાડોશીનો ધર્મ – આડોશી પાડોશીને દુઃખમાં સહાય કરવી એકબીજાને મદદ કરવી

રાજાનો ધર્મ – રૈયતની સંભાળ રાખવી, દુશ્મન ચઢી આવે તેમને મારી પાછા હઠાવવા.

૨ નાગરિક ધર્મ શહેર કે ગામમાં દરેક વખતે મદદ માટે તૈયાર રહેવું

૧' રૈયતનો ધર્મ રાજાના હુકમને માન આપવું ઈત્યાદિ, સાંસારિક કામોને સાંસારિક ધર્મ કહો સાંસારિક કર્તવ્ય કહો, સાંસારિક ફરજ કહો કે સંસારનીતિ કે લૌકિક ધર્મ કહો

તેમા કાઈ ખાસ ફેર નથી સ સારી જીવોને તો એક બીજાને સહકાર સાચવવો પડે છે અને તેમા હિસા આવશ્યક અનિવાર્ય છે પરતુ સ સાર રૂપી સમુદ્ર તરવા માટે તો પ્રભુએ પ્રરૂપેલો સર્વાગ નિજ રામય અહિસા ધર્મ કે જેને આપણે ધમ નીતિ કહીએ છીએ તેજ છે

બીજી ધર્મનો અર્થ સ્વભાવ પણ છે

ધરતિ નિયમિત સ્વરૂપ, સમાર ઇતિ ધમ ।

અને સ સારના નિયમિત રૂપથી ધારણ કરે તે ધર્મ

અગ્નિનો ધર્મ બાળવાનો

પાણીના ધર્મ ઠડુ કરવાનો તરસ છીપાવવાનો

અનાજનો ધર્મ ભૂખ મટાડવાનો

પ્ર સસારનીતિના કાર્યો કરવાથી શુ ફળ મળે ?

ઉ દરેક માણસે સમજવુ જોઇએ કે પોતાની પાસે જે ધન છે તે દુનિયાની ભાગીદારીનુ છે તે બીજાને આપે છે તેમા મહેરબાની કરતો નથી એ તો સ સારિક ફર્જ છે તેવા સ સારિક કામો કરવાથી દુનિયામા જસ કીર્તિ મળે, આબરૂ વધે, લોકોમા વાહ વાહ કહેવાય એક બીજાને આપવુ લેવુ તે સ સારનીતિના કામમા સ સારી જીવોને હમેશા અરસપરસનો સબધ રાખવો પડે અને પોતે તેને સસારિક ધર્મ સમજે છે

પ્ર અન્ય દર્શનોમા પણ ચાર આશ્રમ બતાવ્યા છે તે કયા ?

ઉ બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ સન્યાસઆશ્રમ

૧ બ્રહ્મચર્યાશ્રમ – કે જેમા બ્રહ્મચર્ય પાળવાનુ મહત્વ છે તે ધર્મનીતિ

૨ ગૃહસ્થાશ્રમ – કે જેમા પોતે પરણે ને છોકરા છોકરીને પરણાવે છે તથા સ સારિક કામો કરે છે તે સ સારનીતિ

૩ વાનપ્રસ્થાશ્રમ – કે જેમા પોતે ઘરબાર છાડી એકાન્ત સેવન કરે છે

૪ સન્યમાત્મ – કે જેમા પોતે સમ્માગના દરેક કામો છોડે છે અને આત્માનુ કલ્યાણ કરવા માટે સન્યાસ અંગિકાર કરે છે કે જેને આપણે ધર્મનીતિ કહીએ છીએ

## આત્મિકશાતા – પુદ્ગલિકશાતા

આત્મિકશાતા અને પુદ્ગલિકશાતાને ખાસ ઓળખવાની જરૂર છે કારણ કે જ્યા સુધી આત્મિકશાતા અને પુદ્ગલિકશાતાને જુદા જુદા સ્વરૂપમા ઓળખ્યા નથી ત્યા સુધી પુદ્ગલિકશાતા કે જે સસારમાર્ગ છે તેમા ધર્મ સમજવાથી આપણુ જે કર્મ ખપાવવાનુ ધ્યેય છે તે પાર પડતુ નથી

પ્ર આત્મિકશાતા તે શુ ?

જ આત્મ શુદ્ધિ સાધન ધર્મ દરેક માણસ પોતાના કર્મ ખપાવવા અને પોતાના આત્માને કર્મથી હલકો કરવા વ્રત પચ્ચખાણ આદિ સવર નિર્જરાની કરણી કરે છે

કોઈ ઉપવાસ છઠ અઠ્ઠમ આયંબીલ લીલોત્રી ત્યાગ ઇત્યાદિ પચ્ચખાણ કરે છે ત્યારે આત્મા કર્મબંધનથી હલકો થાય છે એ વખત વ્રત પચ્ચખાણ કરવાથી શારીરિક અશાતા ઉત્પન્ન થાય છે કોઈનુ માથુ દુખે છે, કોઈને ચક્કર આવે છે કોઈને ઉનગી થાય છે તે વખતે પોતે સમતા રાખે અને વિચારે કે જે વખતે આત્માને શાતા થાય છે તે વખતે જરૂર શરીરને અશાતા થવાની "काया कष्ट महा फल" શરીરને કષ્ટ આપ્યા સીવાય માગ આત્માના કર્મક્ષય ની રીતે થશે ? એમ વિચારી શરીરપરનો મોહ તજે છે ત્યારેજ આત્માનુ કલ્યાણ કરી શકે છે અને તે આત્મિકશાતા કહેવાય "देही दुःख महा फल।"

શાસ્ત્રનુર દશવૈકાલીક ૮

પ્ર. પુદ્ગલિ શાતા તે શુ ?

જ આ સસારમા ખાવુ પીવુ, કપડા પહેરવા, એશઆરામ કરવો ઇત્યાદિ શારીરિક સુશ્રુષા તે પુદ્ગલિકશાતા

પ્ર પુદ્ગલિક (શારીરિક) શાતા કરવા, કરાવવાથી શુ ?

જ શારીરિક શાતા કરવી કરાવવી તે સસાર માર્ગ અને તે ભોગ વધારો અને ભોગ ભોગવવાથી આત્મા કર્મબંધનથી ભારે થાય છે માટેજ જ્ઞાની પુરુષોએ પુદ્ગલ સુખ સસાર વધારવાના બંધનરૂપ કહ્યા છે

પુદગનશાતા કરી પરસ્પર, એક એકને અનુવારો
પણ ભાવે શાતા આત્માની થવા ન દીધી, થયો નહીં આત્માનો ઉધ્ધારો

ભાવાર્થ— આ જીવે પુદ્ગલિકશાતા પરસ્પર અનંતિવાર કરી છે પરંતુ જ્યાંસુધી ભાવથી આત્મિકશાતા કરી નથી ત્યાં સુધી કોઈપણ જીવનો ઉધ્ધાર થયો નથી એટલે કર્મબંધનથી છુટો થયો નથી

પ્ર. આત્મિકશાતા કઇ નીતિમાં છે ?

ઉ. પોતે પોતાના આત્માની શાતા સારૂ વ્રત પચ્ચખાણ આદિ સંવર નિર્જરાની કરણી કરે છે તે ધર્મનીતિમાં છે કરાવે છે અને અનુમોદના કરે છે તે પણ ધર્મનીતિમાં છે

પ્ર. પુદ્ગલિક શાતા કઇ નીતિમાં છે ?

ઉ. પુદ્ગલિકશાતા સંસારનીતિમાં છે કારણ કે સંસારી જીવ સંસારમાં રહેતો થકો કરે છે અને સંસારના કામો ને સંસારનીતિના સમજે છે

૧ જ્યારે ત્યાગ માર્ગથી આત્મિકશાતા થશે ત્યારે જીવ કર્મબંધનથી હળવો થશે અને શરીરને અશાતા થશે

૨ જ્યારે શારીરિક શાતા થશે ત્યારે અવ્રત આસ્રવદ્વારનું સેવન થશે શરીરને પોષણ મળશે અને આત્માને કર્મબંધન થવાથી અશાતા થશે

પ્ર. શાતા આપ્યા શાતા થાય તેના ઉપર ભગવાને ૬ બોલ પરૂપ્યા છે

ઉ. ૧ આર્ય માર્ગથી વેગળો
૨ સમાધી માર્ગથી ન્યારો
૩ જીન ધર્મની હેલણાનો કરણહાર
૪ અમોક્ષનો કારણ
૫ થોડા સુખને માટે ઘણા સુખનો હારણહાર
૬ લોહવાણીયાની માફક ઝુરશે

શાખ સૂત્ર સુયગડાંગ અધ્યયન ૩ ઉ ૪ ગા ૬

ઉપર બતાવ્યા મુજબ શાતાના ભેદને બરાબર ઓળખવાથી સમજુ માણસ સમજી શકશે કે પુદ્ગલિકશાતા અને આત્મિકશાતા શું ચીજ છે અને ત્યારેજ પુદ્ગલથી આત્માને જુદો સમજી આત્મિકશાતાનેજ સંસાર ઘટાડવાનું સાધન ઓળખી શકશે અને ત્યારેજ જીવ કર્મબંધનથી હળવો થઇ કર્મક્ષય કરી શકશે

# વ્રત - અવ્રત.

વ્રત એટલે ત્યાગ (ત્યાગ માર્ગ)
અવ્રત એટલે ત્યાગ નહીં તે (ભોગ માર્ગ)

પ્ર નોકારશી એટલે શુ ?

જ સુર્યોદય થયા પછી બે ઘડી સુધી ખાવાના ત્યાગ કરવા (પચ્ચખાણ) તેનુ નામ નોકારશી

પ્ર નોકારશીમા વ્રત શુ ?

જ સુર્યોદય થયા પછી બે ઘડી સુધી ખાવા પીવાના ત્યાગ કર્યા તે વ્રત અને તે ત્યાગ માર્ગ

પ્ર ચોવિહાર ઉપવાસ કર્યો તેમા શુ ત્યાગ છે ?

જ ચોવિહાર ઉપવાસમા ચાર આહાર (અશણ પાણ ખાદીમ સાદીમ) ના ત્યાગ છે

પ્ર કોઇ માણુસ તે વિહાર ઉપવાસ કરે તેમા શેનો આગાર છે ?

જ તે વિહાર ઉપવાસમા પાણી પીવાનો આગાર છે અને તેથી પાણી પીવા જેટલુ અવ્રત ચાલુ રહે છે

પ્ર ઉપવાસનુ પચ્ચખાણ પારી પારણુ કર્યું તેમા વ્રતનો વધારો થયો કે અવ્રતનો ?

જ ઉપવાસ કર્યો તે તો વ્રત અને ઉપવાસનુ પચ્ચખાણ પારી પારણુ કરે અને ખાય પીયે તે અવ્રત આશ્રવ અથવા ભોગ માર્ગ

પ્ર કોઇ માણુસને સામાયિકના ભાવ વધારી સામાયિક કરાવીએ તો શુ થાય ?

જ સામાયિકનુ તે માણુસને વ્રત થયુ અને સામાયિક કરાવનારને વ્રતના અનુમોદન પ (દલાલી) નો લાભ થયો

પ્ર એક માણુસે પચાસ લીલોત્રી રાખી બાકી લીલોત્રીનો ત્યાગ કર્યો પચાસ ગણેલી લીલોત્રી ખાય તે લીલોતરી ખાધી તે શેમા અને બાકીની છોડી તે શેમા ?

જ લીલોત્રી દશ લાખ પ્રત્યેક અને ચૌદ લાખ સાધારણ એમ ચોવીશ લાખ કહી તેમાથી ૨૩૯૯૫૦ ના ખાવાના ત્યાગ કર્યા તે વ્રત ધર્મ

અને તે મોક્ષ માર્ગ છે પરંતુ પચાસ લીલોતરી ખાવાનો આગાર રાખ્યો છે તે અવ્રત છે અને પોતે ખાય છે તે અવ્રત આશ્રવદ્વાર છે અને તેનું તેને પાપ લાગે છે

પ્ર આપણ સંસારી છીએ એટલે આપણે ખાવું પીવું તો પડેજ એમાં અવ્રત શેનું ?

જ દરેક માણસે ત્યાગ માર્ગ સમજવાની ખાસ જરૂર છે કારણ કે ત્યાગ માર્ગ અને સંસાર માર્ગ જે જૈન ધર્મમાં ધાર્મિક અને લૌકિક માર્ગથી સમજાવ્યા છે તેની રીતે બીજામાં ભાગ્યેજ સમજી શકાશે જો ખાવું પીવું વિગેરે સંસાર માર્ગના ધર્મ હોત તો ભગવાન તેને છોડવાનું કહેત નહી, કારણ કે જો ખાવા પીવામાં ધર્મ થાય તો ત્યાગમાર્ગની જરૂર નથી દરેક માણસ તે સહેજે કરી શકે છે અને કાઈ પણ કાયા કષ્ટ કરવાની જરૂર રહે નહી વળી જુઓ અન્ય ધર્મમાં પણ નિર્જળા એકાદશીના વ્રત કે જેમાં પાણી પીવાની પણ મનાઈ છે તેમજ મુસલમાનો પણ રોજા કરે છે કે જેમાં તેઓ દીવસે ખાવાના ત્યાગ કરે છે દરેક ધર્મમાં ત્યાગની મહત્તા બતાવી છે

ભગવાનનો ઉપદેશ તો દરેકને પોતાથી બને તેટલા ત્યાગ વધારવાનો છે ખાવુ પીવું વગેરેનો અવ્રત આશ્રવદ્વાર છે અને તે કર્મબંધનું કારણ છે

પ્ર પારણાનો અર્થ શું ?

જ પારણું એટલે પોતાના લીધેલા વ્રત પચ્ચખાણ પારી પોતે અવ્રત આશ્રવદ્વારનું સેવન કરવું તે

૧ ઉપવાસનું પારણું — તેને કહેવાય ચાર અથવા ત્રણ આહારના એક દીવસના ત્યાગ તે પારી બીજે દીવસે ખાય પીએ તે ઉપવાસનું પારણું

૨ માસ ખમણનું પારણું — એક મહીના સુધીના ઉપવાસ કર્યા હતા તે છોડી છુટે મોઢે ખાય પીએ તે માસ ખમણનું પારણું

પ્ર પોતાના પચ્ચખાણનો ટાઈમ પુરો થયા બાદ તે ચીજ પોતે ભોગવે તો શું ? ભોગવાવે તો શું ! અને તેની અનુમોદના કરે તો શું ?

જ સાધુજીને સુઝતો નિર્દોષ આહાર પાણી ઇત્યાદિ ખપતી ચીજો વહોરાવનાથી અશુભ કર્મનો ક્ષય થાય અને સુપાત્રદાનથી પુન્ય બંધાય અને શ્રાવકનું બારમુ વ્રત થાય છે

શાખ સુત્ર ભગવતી શતક ૮

પ્ર ચિત્ત વિત્ત, પાત્ર નો શું અર્થ ?

જ ૧ ચિત્ત – વહોરાવનારાના અને તેના ભાવ

૨ વિત્ત – વસ્તુ

૩ પાત્ર – લેનાર

આ ત્રણે વસ્તુઓ શુધ્ધ હોય તો કર્મ ખપે છે પરંતુ ત્રણમાથી એક પણ વસ્તુ બરાબર શુધ્ધ નહી હોય તો કર્મ ખપે નહી દાખલા તરીકે વસ્તુ અસુઝતી હોય પાત્ર શુધ્ધ નહી હોય વહોરાવનારના ભાવ શુધ્ધ નહી હોય તો તો બધુ ફોકટ

પ્ર કોઈ માણસો અવ્રત સેવરાવી વ્રત કહે તો શુ ?

જ અવ્રત સેવરાવી વ્રત કહે તો મિથ્યાત્વ લાગે

## દ્રષ્ટાંત

એક માણસે વાડીમા બે ઝાડ વાવ્યા એક આંબાનુ, બીજુ ધતુરાનુ તે બંને ઝાડના ફળ જુદા જુદા છે કર્મ સંજોગે તે માણસ ભુલી ગયો કે કયો આંબો અને કયો ધતુરો અને સમજ ફેરથી ધતુરાના ઝાડને આંબાનુ સમજી તેને પાણી સીંચ્યુ અને મનમા રાજી થાય કે આંબો મોટો થશે એટલે મને કેરી મળશે પરંતુ આંબાના ઝાડને બદલે ધતુરાને પાણી સીંચ્યુ એટલે ધતુરો મોટો થયો અને આંબો કુમળાઇ ગયો અને ધતુરાને ફળ આવ્યા હવે પોતે અજાણ પણાથી ધતુરાના ફળને આંબાના સમજી ખાય તો શુ થાય ? તો તુરત જવાબ મળશે કે મરી જાય તે મુજબ કોઈ માણસ વ્રત ધર્મમા સમજે નહી અને અવ્રત રૂપી અધર્મ પોતે સેવે અને કહે કે મને તો પુણ્ય થાય છે તો મિથ્યાત્વ લાગે અને જેમ તેના માણસે આંબાને બદલે ધતુરાને પાણી પાયુ અને કેરીને બદલે ધતુરો થયો અને તે ખાય તો દુઃખ પામે તેમ અવ્રત સેવી સેવરાવી, અનુમોદી ધર્મ કહે તે પણ દુઃખ પામે છે અને કર્મ ખપાવી સંસાર ઓછો કરી શકતો નથી

પ્ર  શ્રાવકને ધર્માધર્મી વ્રતાવ્રતી કહ્યા છે તે કયે ન્યાયે ?

ઉ  શ્રાવક જે જે આજ્ઞા માંહિની કરણી કરે છે તે લેખે તે ધર્મી છે જે જે વ્રતની એટલે ત્યાગની કરણી કરે છે તે લેખે તે વ્રતી છે પરંતુ જે કામો અધર્મના અવ્રતનાં છે અને જેમા પ્રભુની આજ્ઞા નથી તેનુ સેવન કરે તે લેખે તે અધર્મી છે અવ્રતી છે અને તે ન્યાયે શ્રાવકને ધર્માધર્મી વ્રતાવ્રતી કહ્યા છે

શાખ સુત્ર ...

પ્ર  શ્રાવકના બાર વ્રત સક્ષેપમા સમજાવો

ઉ  શ્રાવકના બાર વ્રત તે અણુવ્રત છે એટલે જેના બને શકે તેટલા ત્યાગ કરે છે સાધુજી જેમ શ્રાવક સર્વ વ્રતી થઇ શકતા નથી

૧  પહેલા વ્રતમા — શ્રાવક હાલતાચાલતા ત્રસજીવ હણવાના સઉપયોગ ત્યાગ કરે છે

૨  બીજા વ્રતમા — શ્રાવક મોટુ જુઠુ બોલવાના ... ... પુરવાના ત્યાગ કરે

૩  ત્રીજા વ્રતમા — શ્રાવક રાજદંડે લોક ભાંડે એવી મોટી ચોરી કરવાના ત્યાગ કરે

૪  ચોથા વ્રતમા — શ્રાવક પરસ્ત્રી વેશ્યાથી મૈથુન સેવવાના ત્યાગ કરે સ્વસ્ત્રીથી મર્યાદા ઉપરાત ત્યાગ કરે

૫  પાચમા વ્રતમા — શ્રાવક મર્યાદા ઉપરાંત પરિગ્રહ રાખવાના ત્યાગ કરે

૬  છઠા વ્રતમા — શ્રાવક મર્યાદા ઉપરાંત છએ દિશામાં જવાના ત્યાગ કરે

૭  સાતમા વ્રતમાં — શ્રાવક ઉપભોગ પરીભોગના છવીશ બોલ છે તેની મર્યાદા કરે તથા પદર કર્માદાન મર્યાદા ઉપરાત સેવવાના ત્યાગ કરે

૮  આઠમા વ્રતમા — શ્રાવક ... નિરર્થક પાપે કરવાનો પરિત્યાગ કરે

૯  નવમા વ્રતમાં — શ્રાવક સામાયિક કરે

૭ કાયના જીવને સમાન દ્રષ્ટિથી જુએ અને ૭ કાયમાથી કોઇ પણ કાયની હિસા થતી હોય તે કામમાં સાધુ મુનીરાજ વચ્ચે પડે નહી

દરેક જીવ પોતાનુ જીવનુ ઇચ્છે છે કોઈ મરવુ ઇચ્છે નહી

सव्वेसि जीवीय पिय।

सव्वे जीवा वि इच्छन्ति जीवीऊ न मरीजिऊ।

પ ૭ કાય જીવની કોઇ સમજ બતાવી હોય તે કહો ?

જ પૃથ્વીકાયમાં સખ્યાતા અસખ્યાતા જીવ છે

અપકાયમાં સખ્યાતા અસખ્યાતા જીવ છે

તેઉકાયમા સખ્યાતા અસખ્યાતા જીવ છે

વાયુકાયમા સખ્યાતા અસખ્યાતા જીવ છે

વનસ્પતિકાયમાં સખ્યાતા અસખ્યાતા અનતા જીવ છે

વળી નીચેની કૃતિ જે જૈન ભાઇઓમા બહુ પ્રચલિત છે તે લખીએ છીએ

પૃથ્વી પાનુ જેટલીમા, રે જીવ કહ્યા જીનરાય
પારેવા જેટલી કાયા કરે તો જબુદ્વિપમા ન સમાય
જોના પ્રાણી રે હૃદય વિમાસી જોય — ૧

પાણી એમ્બુ બીન્દુમાજી રે જીવ કહ્યા જીનરાય
ખશખશ જેટલી કાયા કરે તો જબુદ્વિપમા ન સમાય
જોના — ૨

અગ્ની એકણુ તણખામાજી, રે જીવ કહ્યા જીનરાય
સરસવ જેટલી કાયા કરે તો જબુદ્વિપમા ન સમાય
જોના — ૩

વાયુ લીંબણુ ઢોલતાજી, રે જીવ કહ્યા જીનરાય
વડબીજ જેટલી કાયા કરે તો જબુદ્વિપમા ન સમાય
જોના — ૪

વનસ્પતિને,નવખોલીયેજી । રે જીવ કહ્યા જીનરાય
સખ્ય, અસખ્ય અનતજી છે જેનો પાર
કહેતાં ન થાય — જોના — ૫

પ્ર એકેન્દ્રી જીવને હાથમા લીધાથી કેટલી વેદના થાય ?

જ ગૌતમસ્વામી મહારાજે વીર ભગવાનને પુછ્યુ કે હે ભગવાન એકેંદ્રી જીવને હાથમા લીધાથી કેટલી વેદના થાય ? ત્યારે ભગવાને કહ્યુ હે ગૌતમ સાભળ –

એક માણસ જ મથી આધળો બહેરો મુગો, લુલો, પાગળો હોય તેને મજબુત જુવાન માણસ મુઠીએ કરી મારે તો જે વેદના થાય તેટલી વેદના ની જીવને હાથમાં લીધાથી થાય

શાખસૂત્ર આચાર ગ

જુઓ પાર્શ્વચદ્રસૂરી શુ કહે છે

જો જરા પુરૂષને બનવત તરૂણો દેવે મુષ્ટી પ્રહારો
જે દુ ખ વેદે તેવો એકેંદ્રી લીધા હાથ મજાગે

પ્રાણી જીવદયા નત પાળો

પ્ર વનસ્પતીકાયમાં એવા જીવ બતાવો કે જેમાં એકજીવ હોય ?

જ અનાજમા દાણે દાણે હોય છે

પ્ર વનસ્પતીકાય જેમા એક કરતા વધુ જીવ હોય તે બતાવો ?

જ કાકડી, જમરૂખ કેળા અ જીર ઈત્યાદિ

પ્ર ફુલમાં કેટલા જીવ છે ?

જ ફુલમા અસખ્ય જીવ છે પાખડીએ, પાખડીએ જીવ છે અને ફુલની ડુ ખળામા અનતા જીવ છે

પ્ર. કદમુળમા કેટના જીવ છે ?

જ આદુ કાદા, બટાટા, લસણ શકરીયા ગાજર, મૂળા ઈત્યાદિ કદ મુળમા સોયની અણીપર આવે એટલામા અનતા જીવ છે

ન ભગવાને જીવહિસાના પાપથી છુટવા શુ કહ્યુ છે ?

જ ભગવાને સુત્રમા ઘણી જગ્યાએ માહણે માહણ કહ્યુ છે કારણ કે ઉપર બતાવ્યા મુજબ દરેક કાયમા જીવ હોવાથી તેને હણવાથી દોષ લાગે છે અને હિસા કરવાથી કર્મ બધાય છે દરેક ધર્મવાળા "અહિસા પરમો ધર્મ" કહે છે પરતુ ઉપર બતાવ્યા મુજબ છ કાયના જીવની પુરી સમજ નહી હોવાથી આ સસારમા ભમ્યા કરે છે

પ્ર ઇન્દ્રીઓ કોને કહે છે ?

જ જેનાથી જીવ શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શના વિષયોને જાણે છે તેને ઇન્દ્રીય કહે છે

પ્ર ઇંદ્રીઓ કેટલી છે ?

જ ઇન્દ્રીઓ પાચ છે તેના નામ –

૧ શ્રોત ઇંદ્રી – કાન, જેનાથી સાભળી શકાય છે

૨ ચક્ષુ ઇંદ્રી – આખ, જેનાથી કાળુ પીળુ, લીલુ રાતુ, ધોળુ, વગેરે દેખાય છે

૩ ઘ્રાણઇન્દ્રી – નાક, જેનાથી સુગંધ દુર્ગંધ અનુભવાય છે

૪ રસઇંદ્રી – જીભ, જેનાથી ખાટુ મીઠુ, કડવુ કસાયલુ, તીખ્ખુ, ફીકુ વગેરેની ખબર પડે છે

૫ સ્પર્શઇંદ્રી – શરીર, (ચામડી) જેનાથી હલકુ ભારે, ઠંડુ ઉનુ, સુવાળુ ખરબચડુ વગેરે જાણી શકાય છે

પ્ર એકેન્દ્રી જીવમા કઇ ઇંદ્રી હોય છે ?

જ સ્પર્શ (શરીર) હોય છે તે એકેન્દ્રી જીવ છે – જેના કે પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ

પ્ર બે ઇંદ્રીમાં કઇ કઇ ઇંદ્રીઓ હોય છે ?

જ સ્પર્શ અને રસ તે બે ઇન્દ્રી જીવ છે – જેના કે પોરા અળસીયા

પ્ર તેઇંદ્રીમા કઇ કઇ ઇન્દ્રીઓ હોય છે ?

જ સ્પર્શ, રસ, ઘ્રાણ, તે તેઇન્દ્રી જીવ છે – જેવા કે કીડી, મકોડા ઇત્યાદિ

પ્ર ચૌઇન્દ્રીમાં કઇ કઇ ઇન્દ્રીઓ હોય છે ?

જ સ્પર્શ, રસ, ઘ્રાણ ચક્ષુ તે ચૌઇન્દ્રી જીવ છે જેવા કે માખી પતગીયા ઇત્યાદિ

પ્ર પાંચ ઇન્દ્રીવાળા જીવમા કઇ કઇ ઇંદ્રીઓ હોય છે ?

જ સ્પર્શ રસ ઘ્રાણ ચક્ષુ, શ્રોત તે પચેન્દ્રી જીવ છે જેના કે તિર્યંચ મનુષ્ય, દેવતા, નારકી ઇત્યાદિ

પ્ર. પ નેન્ની જીવમાથી સ્ત્રી પુરૂષ કઇ ગતિના જીવ છે અને બાકીના કઈ ગતિના જીવો છે તે કહો ?

જ સ્ત્રી પુરૂષ તે મનુષ્ય ગતિના જીવો છે અને બાકીના એકેન્દ્રીથી પચેન્દ્રીમાં ગાય, ભેસ ઘોડા, હાથી ઇત્યાદિ તિર્યંચ ગતિના જીવો છે

અજીવ — સદાકાળ અજીવ રહે છે, તેના પાચ ભેદ

૧ ધર્માસ્તિકાય ૨ અધર્માસ્તિકાય ૩ આકાશાસ્તિકાય

૪ કાળ ૫ પુ ગલાસ્તિકાય

પુણ્ય — તે શુભ કર્મ

પાપ — તે અશુભ કર્મ

આશ્રવ — તે કર્મ આવવાનુ બારણુ

સવર — જેનાથી આવતાં કર્મ રોકાય છે તે

નિર્જરા — જેનાથી કર્મ તૂટે, અથવા આત્માની અપુર્ણ (અધિક) ઉજ્જવળતા થાય

બધ — જીવ સ ધાતે શુભાશુભ કર્મ બ ધાય

મોક્ષ — સમસ્ત કર્મથી મુક્ત થાય તે

## ધર્મ - હિસા

अमत्य प्रवत्या प्रागव्य परापर्ण हिंसा ।

અસત્ય વૃત્તિદ્વારા થનારા પ્રાણુ વધ ને હિ સા કહે છે
હિ સા છે

## અભયદાન

કોઈપણ જીવને ભય નહીં ઉપજાવવો
અભયદાન

પ્ર ધર્મ અર્થે હિ સા કરે તો શુ ?

જ ધર્મ અર્થે હિ સા કરે તો મહાદોષ
અનાર્યના છે મારા નથી

પ્ર દેવ ગુરૂ ધર્મ કારણે હિંસાથી શું ?

જ દેવ ગુરૂ ધર્મ કારણે છ કાય જીવમાંથી કોઇ પણ કાયની હિંસા કરે તેને મંદબુધ્ધિવાળા કહ્યા

શાખ સૂત્ર આચારંગ અધ્યયન ૧૦

દેવ ગુરૂ ધર્મ કારણે, હીંસા કરે જો કોઇ,
મંદ બુધ્ધિ તેને કહ્યા દશમા અંગે જોઇ

પ્ર સાધુ મુનીરાજ (ગુરૂ) ને અર્થે આહાર પાણી વગેરે બનાવે અને સાધુ મુનીરાજને વહોરાવે તો શું થાય ?

જ ભગવાને તેવા આહારને આધાકર્મી આહાર કહ્યો છે અને તે આહાર સાધુ મુનીરાજને વહોરાવે તો વહોરાવનારો સાધુ મુનીરાજના વ્રતનો ભંગાવનારો અને તે ક્રિયાથી ગૃહસ્થી મહાપાપનો ભાગીદાર બને છે અને સંસારમાં રખડવું પડે છે વળી તેવો આહાર જો સાધુ મુનીરાજ જાણીને ભોગવે તો મહાપાપના સેવણહાર કહ્યા છે

શાખ સૂત્ર દશવૈકાલિક અધ્યયન ૬

આધાકર્મી ઉદ્દેસીક ભોગવે, તેને કહ્યા અણાચારી
દશવૈકાલિક છઠ્ઠા અધ્યયનમાં શંકા ન રાખો લીગારી

ભવ્યજન જુઓ હૃદય વિચારી

વળી ભગવાને કહ્યું છે કે —

હિંસા કરવાથી જુઠું બોલવાથી શુદ્ધ સાધુને
અશુધ્ધ દાન દેવાથી અલ્પ આયુ બંધાય

શાખ સૂત્ર ઠાણાંગ ઠાણા ૩

## કવિત

ત્રણ બોલે કરી જીવનેજી અલ્પ આયુ બંધાય
હિંસા કરે પ્રાણી જીવનીજી બોલે મૃષાવાયજી
સાધુને અશુધ્ધ વહોરાયજી, ત્રીજે ઠાણે કહ્યો જીનરાયજી

વળી ચાર પ્રકારે નરકાયુ બંધાય

૧ મહા આરંભ, ૨ મહા પરિગ્રહ ૩ માંસ ભક્ષણ

જ પ્રથમ તો ધર્મ અર્થે હિંસા વામા અલ્પ પાપ અને બહુ લાભ કહેનારાઓને પુછી જુઓ કે ભગવાને બતાવેલા છ કાર જીવમાથી કઇ કાયની હિંસામા થોડુ પાપ અને બહુ ધર્મ કહો છો ? વળી તમો જૈન ધર્મી થઇ આ પ્રમાણે કહેશો તો તમારે હિંસાને જે લોકો છ કાયમા સમજતા નથી તે લોકો પોતાના દેવ દેવીને ભોગ ચઢાવવા પશુપક્ષી જેવા કે બકરા, મરઘા, પાડા વગેરેનો વધ કરે છે અને તેમા તેઓ ધર્મ સમજે છે તેવા લોકોને આપણે ધર્મ અર્થે હિંસાના પાપથી છોડાવવા માટે શુ ઉપદેશ આપીએ ? હે ભાઇ ધર્મના નામે પશુપક્ષીનો વધ કરવાથી તમો હિંસા કરી પાપ બાધો છો અને અને તે હિંસાના પાપથી મહાદુ ખ ભોગવવુ પડશે વગેરે સમજાવી ધર્મ અર્થે હિંસા કરવાના કામથી દુર રખાવીએ છીએ અને જ્યારે પોતે છ કાર જીવમા સમજી ધર્મ અર્થે છ કાયમાથી કોઇપણ કાયની હિંસા અલ્પ પાપ બ_ લાભ સમજી કરે, કરાવે, તો શુ થાય તેનો વિચાર કરો તો તુરત સમજી શકશો કે ધર્મ અર્થે હિંસા કરવામા લાભ નથી

ભગવાને ધર્મ અર્થે હિંસામા અ પ પાપ અને બહુ લાભ બતાવવાવાળાને ાર્ય કહ્યા છે

શાખ સૂત્ર આચારંગ અધ્યયન ૪ ઉ ૨

પ્ર શ્રાવક અભયદાની થઈ શકે કે નહી ?

જ શ્રાવક છ કાય જીવમાંથી કોઇ પણ કાયની હિંસા કરવાના ત્યાગ કરે તેટલા અ શે તે અભયદાની છે માટેજ દરેક શ્રાવક યથાશક્તિ હિંસા કરવાના ત્યાગ પોતાના પહેલા વ્રતમા કરે છે

પ્ર સાધુ મુનીરાજને વહોરાવતી વખતે જો કોઇ લીલોત્રી અનાજ આદિ સચિત વસ્તુનો સંગટો થાય તો કેમ વહોરતા નથી ?

જ લીલોતી અનાજ આદિ એકેન્દ્રી જીવનો સંગટો થવાથી તે જીવને કીલામણ (દુ ખ) થાય છે તેથી સાધુ મુનીરાજ તે ઘરના આહાર પાણી અસુઝતા ગણી વહોરતા નથી હવે વિચારો કે એક દ્રી આદિ જીવોને કીલામણા (દુ ખ) થાય છે તે નામ પોતે હિંસાનુ સમજી મરણાંત

[illegible] પડે તો પણ ફરગ્યા નથી તો પછી એકેન્દ્રી આદિ જીવોની હિંસામાં થોડું પાપ અને બહુ લાભ શી રીતે કહી શકે ?

પ્ર. પાપ સ્થાનક કેટલા ?

જ. પાપસ્થાનક અઢાર છે તેના નામ –

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | પ્રાણાતિપાત | ૨ | મૃષાવાદ | ૩ | અદત્તાદાન | ૪ | મૈથુન |
| ૫ | પરિગ્રહ | ૬ | ક્રોધ | ૭ | માન | ૮ | માયા |
| ૯ | લોભ | ૧૦ | રાગ | ૧૧ | દ્વેષ | ૧૨ | કલહ |
| ૧૩ | અભ્યાખ્યાન | ૧૪ | પૈશુન્ય | ૧૫ | પરપરીવાદ | ૧૬ | રતિઅરતી |
| ૧૭ | માયા મૃષાવાદ | ૧૮ | મિથ્યા દર્શન શલ્ય | | | | |

આ અઢાર પાપસ્થાનક છે જેમાથી કોઇ એક પણ પાપસ્થાનક સેવે સેવરાવે અનુમોદે તો તેમા પાપ છે અને તેથી અઢાર પાપસ્થાનક સેવ્યા સેવરાવ્યા અનુમોદ્યા હોય તેનુ મિચ્છામી દુક્કડ કરીએ છીએ હવે કોઇ અજ્ઞાન દશામા કહે કે ધર્મ અર્થે હિંસામા અલ્પ પાપ અને બહુ લાભ છે તો તેનેજ પુછવુ કે અઢારે પાપસ્થાનક ધર્મ અર્થે અલ્પ પાપ અને બહુ લાભ સમજી સેવે તેમા તમો પુણ્ય માનો છો કે નહીં ? જો એકમા (પહેલામાં) ધર્મ માને તેને અઢારમા ધર્મ માનવો પડશે અને જો પાપસ્થાનક સેવી ધર્મ માનશો તો તે ભગવાનની આજ્ઞા બહાર છે ભગવાને સુત્રમા પણ કહ્યુ છે કે આણાએ મામગં ધમ્મં । આણાએ ધર્મ મારી આજ્ઞામા

શાખ સૂત્ર આચારંગ અધ્યયન ૬

જેણે ઓળખી લીધી આપણી આજ્ઞા
ઓળખી લીધી આપણી મૌન

જેણે આપણી આજ્ઞા અને આપણુ મૌન ઓળખી લીધા તેની અવમગતી ટળી ગઇ આપ અવસર જોઇને બોલ્યા અવસર જોઇને મૌન રહ્યા, જે કામમા આપની આજ્ઞા નથી તે કામ બીલકુલ જઘન્ય છે

ગૌતમસ્વામી મહારાજે ભગવાનને પુછ્યુ કે હે ભગવાન જીવ ભારે કયા કામથી થાય છે ? ત્યારે ભગવાને કહ્યુ હે ગૌતમ સાંભળ અઢારે પાપસ્થાનક સેવવાથી જીવ કર્મ બંધનથી ભારે થાય છે અને અઢાર પાપસ્થાનક સેવવાના ત્યાગ કરવાથી જીવ કર્મબંધનથી હલકો થાય છે

[illegible]

જ્ઞાન વિના દયા નહી  દયા ચારિત્ર એકહીજ ક્યો
શાખ સુત્ર દશવૈકાલિક અધ્યયન ૪ ગા ૪૧

પઢમ નાણો તઓ દયા । એવ ચીટ્ઠઈ સવ્વ સજએ ।
અન્નાણી કીં કાહી । કીંવા નાહી છય પાવગ ॥

ભાવાર્થ – પ્રથમ જ્ઞાન અને પછી દયા એટલે જ્ઞાનથી જીવ અજીવ વગેરે જાણે અને હિસા કરવાના ત્યાગ કરે ત્યારેજ દયા થઇ શકે અને જ્યારે ૭ કાય જીવને મારવાના ત્યાગ કર્યા ત્યારેજ સર્વ સયતી સાધુ થઇ શકે અજ્ઞાની લોકોને જ્યારે ૭ કાય જીવનુ પુરૂ જ્ઞાન નથી ત્યારે દયા શની કરશે અને પાપ કર્મ કેમ છોડી શકશે ?

જે સાધુ હિસામા ધર્મ પ્રરૂપણા કરી સયમથી ભ્રષ્ટ થાય છે તેને સતપુરુષ આવી રીતે બોધ આપે છે કે હે પુરૂષ તુ પ્રાણીઓની હિસા કરે છે હિસાનો ઉપદેશ આપે છે તેથી તુ હિસાના ચાહવાવાળો છે અજાણ છે અધર્મનો અર્થી છે, તીર્થકરાએ તો અહિસા ધર્મ આરાધના દુષ્કર કહી છે પરતુ તુ આજ્ઞા બહાર થઈ આજ્ઞા બહાર ધર્મ પ્રરૂપે છે ધર્મની ઉપેક્ષા કરે છે તેથી તુ મદબુધ્ધિ છે

શાખ સૂત્ર આચારાગ અધ્યયન ૬ ઉ ૪

પ્ર આ દુનિયામા જીવો જીવે છે અને મરણ પામે તેમા આપણને દોષ લાગે ખરો ?

ઉ જીવ જીવે તે દયા નહી, મરે તે હિસા મત જાણુ
મારણવાળાને હિસા કહી  ન મારે તે દયા ગુણ ખાણુ

ભવ્ય જીવો જૈન ધર્મ ઓળખો

આ સસારમા દરેક જીવ પોતપોતાના પૂર્વ ભવે બાધેલા આયુષ્ય કર્મ પ્રમાણે જીવી રહ્યો છે તેમા કોઇને દયા થતી નથી અને આયુષ્ય પુરૂ થાય છે ત્યારે મરી જાય છે તેમા કોઇને હિસા લાગતી નથી પરતુ જે માણસ ૭ કાય જીવમાથી કોઇપણ કાયની હિસા કરે છે એટલે હણે છે મારે છે દુખ ઉપજાવે છે તે હિસા છે ૭ કાય જીવમાથી કોઇપણ જીવને હણવાના, મારવાના, દુખ ઉપજાવવાના ત્યાગ કરે છે તે દયા છે

# દાન, શિયળ, તપ, ભાવ

આ ચાર મોક્ષના માર્ગ કહ્યા

ભગવાને સુત્રમા ઘણી જગ્યાએ સુપાત્રદાનની પ્રશસા કરી છે આપણે સુપાત્રના લક્ષણ ખાસ જાણવાની જરૂર છે અને તે લક્ષણ એવા હોના જોઇએ કે દુનિયાના કોઈપણ ધર્મવાળા આ ૫ કરી શકે

## સુપાત્રના – લક્ષણ,

૧ કોઇપણ જીવની હિસા કરે નહી હિસા કરાવે નહી હિસા કરનારની અનુમોદના કરે નહી

૨ મરણાત કષ્ટ પડે તો પણ જુઠુ બોલે નહી જુઠુ બોલાવે નહી જુઠુ બોલે તેને સારૂ સમજે નહી

૩ ચોરી કરે નહી, ચોરી કરાવે નહી, ચોરી કરે તેને સારૂ સમજે નહી

૪ મૈથુન (અબ્રહ્મચર્ય) સેવે નહી સેવરાવે નહી, સેવે તેની અનુમોદના કરે નહી

૫ પરિગ્રહ (પૈસા ટકા વગેરે નવજાતના કહ્યા) પોતે રાખે નહી બીજા પાસે રખાવે નહી, રાખે તેને સારૂ સમજે નહી

આવા સુપાત્રોને દાન આપવાથી ઘણા જીવો બહુ સસારીના પરીત સસારી થયા અને ઘણાં કર્મોનો ક્ષય કરી પોતાના આત્માનુ કલ્યાણ કરી ગયા

આવા સુપાત્રદાનના ઘણા દાખલા સુત્રમાં છે જેવા કે —

ભગવાન શ્રી રૂષભદેવજીને વરસ દીવસને પારણે શ્રી શ્રેયાંશ કુમારે શેરડીનો રસ વહોરાવ્યો તેથી ઘણા કર્મક્ષય કર્યા

ભગવાન મહાવીર સ્વામીને ચદનબાળાએ અડદના બાકુળા વહોરાવ્યા તેથી ઘણા કર્મોનો ક્ષય થયો પગમા બેડી હતી તે છુટી ગઇ અને સોનૈયા મહોરની વૃષ્ટિ થઈ

મરૂદેવી માતાએ પુર્વભવમા સાધુ મુનીરાજને દાન [illegible] વહોરાવ્યુ તે દાનના પ્રભાવથી [illegible] ભવમા ઘણી રિધ્ધિ પામી [illegible] મોક્ષ પદ પામ્યા

જીરણુ શેઠે સુપાત્ર દાનની ભાવના ભાવતા ઘણા કર્મ ખપાવ્યાં

ધ ના શાળીભદ્રએ માસ ખમણુ તપસીને શુધ્ધ આહાર વહોરાવ્યો તેથી કર્મ ક્ષય થવાથી ઘણી રિધ્ધિ સિધ્ધિ પામ્યા અને તેમના ત્રણ ભાઇઓ કે જેઓએ સુપાત્રદાનની નિંદના કરી તેથી અ તરાયકર્મ બાધ્યુ અને ઘણ દુખ પામ્યા

સુપાત્ર દાનના અનેક દાખ લા સુત્રમાં છે કે જેના દાન દેવાથી પરીત સ સાર થાય અને ઉત્કૃષ્ટિ રસાયન આવે તો તિર્થ કર ગોત્ર બંધાય અને દેવતાએ પણ આ દાનની અહોદાન અહોદાન, કરી પ્રશ સા કરે છે પર તુ લૌકિક દાન અગર કીર્તિદાનથી કોઇપણ જીવે કમ ખપાવી સ સાર ઓછો કર્યાના દાખલા મુળ આગમમા નથી

પ્ર ભગવાને ઠાણુગ સુત્રમાં દશદાન કહ્યા છે તે કેમ ?

ઉ દશ દાનના નામ અર્થ સાથે સમજવાની ખાસ જરૂર છે

૧ અનુકપાદાન – કૃપણ દીન અનાથ, રાગીને અનુકપા લાવી આપવુ તે

૨ સ ગ્રહદાન – ભિખારી ભીલ વગેરેને કષ્ટમા સહાય આપી છોડાવવા તે

૩ ભયદાન – શનિની પનોતી આદિ ગ્રહશાતિ નિમિત્તે દાન આપવુ તે

૪ કાલુણીદાન – મુઆ પછી બારમુ તેરમુ કરવુ શ્રાદ્ધ કરવુ તે

૫ લજ્જાદાન – લોકોની લજ્જાથી દાન કરવુ, નહી આપુ તો દુનિયામાં મારૂ હલકુ દેખાશે એમ વિચાર કરી આપવુ તે

૬ ગર્વદાન – પહેરામણી આદિ સગાસબ ધીને પોતાનો ગર્વ વધારવા આપવુ તે

૭ અધર્મદાન – ચોર હિ સક ગણિકા આદિ ને આપવુ તે

૮ ધર્મદાન – તેના ત્રણ ભેદ છે

૧ સુપાત્રદાન – શુધ્ધ સાધુને નિર્દોષ આહાર, પાણી ઇત્યાદિ વહોરાવવુ

૨ અભયદાન – ૭ કાયના જીવમાથી બને તેટલા જીવની હિ સાના ત્યાગ કરાવવા કે જેથી તે જીવો ભય રહિત થાય

૮ જ્ઞાનદાન – કોઇપણ જીવને આત્મિકધર્મ સમજાવી તે જીવને હિંસા આદિ પાપથી બચાવવો અને તને ધર્મપર પ્રીતિ કરાવી ધર્મનું જ્ઞાન આપી જ્ઞાની બનાવવો તે જ્ઞાન દાન.

૯ કાહુન્નીદાન – લાભના બદલાની ભાવનાથી આપવુ તે

૧૦ કૃતજ્ઞદાન – આપણા પર કરેના ઉપકાર યાદ કરી આપવુ તે

આ દશ દાન બતા ના છે તેમા ધર્મદાન તે આત્મિકદાન છે તેમજ સાતમુ અધમદાન છે બાકી આઠ દાન લૌકિક દાન છે લૌકિક દાન ખાસ સમજવાની જરૂર છે જેમ કે કેટલાક કન્યાદાનને મહાપુણ્ય કહે છે પરંતુ જૈન ધર્મ સંસારી ધર્મ કહે છે અને તે માટે એ લૌકિક દાન છે

## અનુકંપા

અનુકંપા ને આજ્ઞા તિર્થંકરની હોય,
સવદ્ય નિર્વદ્ય ઓળખે તે તો વિરલા હોય

જે અનુકંપા પાપ રહિત છે, તે નિર્વદ્ય છે અને તેમા ભગવાનની આજ્ઞા છે અને પાપ સહિત છે, તે સાવદ્ય છે આ ભેદ વિરલાઓ ઓળખી શકે છે

ભોળેદી મત ભૂલજો, અનુકંપાને નામ
કર ત્યો અંતર પરિક્ષા જેથી સીજે આતમ કામ
ગાય ભેંશ, આંક, થોરનો એ ચારેનું દૂધ
જ્યું અનુકંપા જાણજો, મનમા આણી શુધ્ધ

જેમ ગાયનુ, ભેંશનુ દૂધ છે તેમજ આંકડાનુ થોરનુ દૂધ કહેવાય પરંતુ બ નેના ગુણ જુદા છે તેમજ અનુકંપામાં સમજી આતરિક પરીક્ષા કરવી જાઇએ ખાલી અનુકંપા નામથી ભુલવાનુ નથી

દયા દયા સૌ કો કહે, દયા ધર્મ છે ઠીક
દયા ઓળખીને પાળશો, ત્યાને મુક્તિ નજીક
દયા તો પહેલો વ્રત છે, સાધુ શ્રાવકનો ધર્મ
[illegible] આવતા નવા ન લાગે કર્મ

पापाचरणात्म ण्ता दया ।

પાપ મય આચરણોથી આત્મા અથવા બીજા આત્માને બચાવવો તે દયા છે

અનુકંપા દયા એમ્હી જ કર્ના

શાખ સૂત્ર પ્રશ્ન વ્યાકરણ ૧

પ્ર ભગવાને વરસીદાન આપ્યુ તે કેમ ?

જ ભગવાને વરસી દાન આપ્યુ તે તેઓનો આચાર છે કેમ કે શાંતીનાથ, કુંથુનાથ, અરનાથ વગેરે ચક્રવર્તી હતા અને ધારે તેટલ દાન આપી શકતા હતા પરંતુ પોતાના ખજાનામાંથી એક પાઈનુ પણ દાન આપ્યુ નથી આ પૈસા તો દેવતાએ લાવી લાવીને આપ્યા અને તેનુ દાન કર્યું હવે વિચારો કે જો પૈસાથી ધર્મ છે તો તે પોતાના પૈસાથી કરશે કે બીજાના પૈસાથી આ લૌકિક વ્યવહાર છે અને અનાદિ કાળનો આચાર છે

ઉત્તરાધ્યયન સૂત્રમાં પણ કહ્યુ છે કે પરિગ્રહથી ધર્મ થતો નથી પરિગ્રહ પાપનુ મૂળ કહ્યુ

પ્ર કોઈ રાજા શેઠ સાહુકારાદિ સાધુ મુનીરાજને આવીને પુછે કે સદાવ્રત કુવા બારડી આદિ કરાવવામા મને શુ ફળ મળશે તો પંચ મહા વ્રતધારી સાધુ શુ જવાબ આપે ?

જ આ ભામો સંસાર નીતિનો છે, અને સંસારી જીવ પોતાની કીર્તિ વધારવા આડંબર દેખાવા કરે છે પરંતુ ભગવાને તો આવે વખતે સાધુને મૌન રહેવુ એમ કૃતાંગ સૂત્રમા કહ્યુ છે તે ગાથા લખીએ છીએ

जेय दानं पससति  वहं मिच्छति पाणिणं ।
जेयण पडिसहति,  वित्तिच्छेयं करतिते ।
दुहओ वि तण भासंतिआ  अत्थिवा नत्थिवा पुण ।
सायरहसीह च्याण  निव्वाणं पाउणंति ॥

સૂત્ર કૃતાંગ ગાથા ૨૦૨૧

જો દાનની પ્રશંસા કરે છે તો પ્રાણીના વધની ઇચ્છા કરે છે અને ના કહે તો દાન લેવાવાળાની વૃત્તિનો છેદ કરે છે તેવે સમયે સાધુ બન્ને વાત નહી કહે કે પુન્ય છે કે પુન્ય નથી પરંતુ સાધુ મૌન રહે

સૂત્રમા નદન મણીયારનો દાખલો છે તે ભગવાનનો શ્રાવક હતો એક વખત અ મના (ત્રણ ઉપવાસ) ના પોષામા તેને બહુજ તરસ લાગી તે વખતે પોતાને વિચાર આવ્યો કે ધન્ય છે કુવા બાવડી કરાવે તેને બીજે દિવસે પારણુ કરી શ્રેણિક રાજા પાસે રાજ તર્ફે પુષ્કરણી વાવ બધાવી તેની ચારે બાજુ ધર્મશાળા, દવાખાના ગમનાગમનની જગ્યા ઈત્યાદિ કરાવ્યા કે જેથી લોકો સુખચેનથી આરામ કરી શકે પ ણ કર્મના ઉદયથી પોતાને સોળ જાતના મહારોગ થયા અને પોતે મરીને તેજ વાવડીમા દેડકાના ભવે ઉત્પન્ન થયો દેડકાના ભવમા જાતી સ્મરણ જ્ઞાન થયુ અને ત્યા નદન મણીયારની કીર્તિ અને વાહવાહ સાભળી મનમા વિચાર્યું કે હુ પોતેજ નદન મણીયારનો જીવ છુ અલ્પધર્મ પામી મિથ્થ્યાત્વ વચનથી (સત્ય નરૂપણા) થી નષ્ટ થઇ અને પરિભ્રષ્ટ થયો, હુ અધન્ય છુ, અકૃત્ય છુ અકૃત પુ ય છુ

> अ॰ अघन्न अपुण्णे, अकय पुण्णे ।
>
> શાખ સૂત્ર જ્ઞાતા અધ્યયન ૧૦

પ્ર નવ નકારે પુન્ય કહ્યા તે શુ ?

જ જે નવ નકારે પુન્ય બધાય છે તે

| | | | |
|---|---|---|---|
| ૧ અન્નપુણ્યે | ૨ પાનપુણ્યે | ૩ લેણપુણ્યે | ૪ વત્થપુણ્યે |
| ૫ સયણપુણ્યે | ૬ મન પુણ્યે | ૭ વચન પુણ્યે | |
| ૮ કાયા પુણ્યે | ૯ નમસ્કાર પુણ્યે | | |

આ નવે સમુચ્ચય બતાવ્યા છે જેને અન્ન આપવાથી પુણ્ય નિપજે છે તેને નમસ્કાર કરવાથી પુણ્ય નિપજે છે પરંતુ તેમાં પરિગ્રહ પુણ્યે ગાય પુણ્ય, હીરા પુણ્યે મોતી પુણ્ય, અપાસરા પુણ્યે વગેરે બતાવ્યુ નથી તેથી સમજુ માણસ સમજી શકશે કે જે બીજો શુધ્ધ સાધુ મુનીરાજને કરે છે તેમાજ ધર્મ પુણ્ય કહ્યુ છે કારણ કે સાધુ મુનીરાજને વહોરાવવાથી શ્રાવકને બારમુ વ્રત નિપજે છે અને તે નિર્જરા ધર્મ છે અને નિર્જરાની કરણીની સાથે પુણ્ય આપોઆપ થઇ જાય છે દાખલા તરીકે ઘઉ અને પરાળ ઘઉ એકના ઉગ નહી તેમજ એકલુ પુણ્ય થતુ નથી

## શિયળ (બ્રહ્મચર્ય)

સતી સીતા દ્રૌપદી, સુભદ્રા સુદર્શન શેઠ, વિજયાશેઠ ને વિજયા શેઠાણી ઈત્યાદિનુ વર્ણન સૂત્રમા છે

શિયળવંત પુરૂષોની ચાર જાતના દેવતા સેવા કરના ઇન્દ્ર કરે છે અને તેના પુરૂષોના શિયળનુ વર્ણન કરવાથી કર્મ ખપાય છે પરંતુ શિયળવંત પુરૂષોની ખોટી નિંદા કરવાથી મહા પાપ કર્મ બાંધી ઉત્તમ મનુષ્યભવ હારી મહા દુઃખ ભોગવવુ પડે છે

## તપ

ત્યાગ પચ્ચખાણ કરતા કરાવતા અને અનુમોદના કરવાથી કર્મ ખપે છે અને તેના પુરૂષો જેવા કે ધન્નો અણગાર વગેરેની પ્રભુએ પ્રશંસા કરી છે

## ભાવના

પ્રભુએ પ્રરૂપેલો જે ઉત્તમ ધર્મ છે તે ધર્મની શુધ્ધ ભાવના ભાવવાથી ભરત રાજાને આરીશાભુવનમા કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ અને મરૂદેવી માતાને હાથી ઉપર કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ

> ભાવે જીનવર પુજીએ ભાવે દીજે દાન
> ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન.

## નિક્ષેપા અધિકાર.

પ્ર નિક્ષેપા કેટલા

જ નિક્ષેપા ચાર કહ્યા તેનાં નામ —

૧ નામ ૨ સ્થાપના, ૩ દ્રવ્ય ૪ ભાવ

પ્ર નામ નિક્ષેપો કોને કહેવાય ? તે ગુણ સહિત હોય તો વંદનીય કે ગુણ વગરનો વંદણીક ?

કવિત

જ જે કોઇ જીવ અજીવનુ, રૂષભનામ છે જે
રૂષભનાથ ભગવાનનો, નામ નિક્ષેપો તે

કોઇ જીવ અજીવનુ નામ રૂષભનાથ છે તે રૂષભનાથ ભગવાનનો નામ નિક્ષેપો છે પરંતુ ગુણ વગરનો નામ નિક્ષેપો વંદનીય નથી રૂષભદેવ નામનો કોઇ માણસ હોય પરંતુ તેનામા રૂષભદેવ ભગવાનના ગુણ ન હોય તો તે વંદનીય નથી માટે દરેક માણસે ધ્યાન રાખવુ જોઇએ કે સાધુ નામથી સાધુ વંદનીય

નથી પરંતુ પાચ મહાવ્રત પાચ સમિતિ ત્રણ ગુપ્તિ એ તેર મોન બરાબર પાળતા હોય તેજ ગુણસહિત સાધુ અને તે વદનીય, પુજનીય છે

પ્ર સ્થાપના નિક્ષેપો કોને કહેવાય ?

જ સ્થાપના નિક્ષેપો એટલે જે કોઇ જીવ અજીવની તદરૂપ તથા એતદરૂપ એટલે ચીજની જેવી છે તેવી આકૃતિ છે તે તદરૂપ અને આકૃતિ નથી અથવા ચીજ બીજી છે અને નામ આપીએ તે એતદરૂપ

જેમકે છોકરાઓ લાકડીનો ઘોડો બનાવે અને કહે કે ઘોડો છે પરંતુ તેમા ઘોડાની આકૃતિ નથી તે એતદ્રપ સ્થાપના.

પ્ર સ્થાપના જોઇને ભાવ આવે છે ?

જ ચીજ જોઇને ભાવ આવે તે નિમિત્ત કહેવાય પરંતુ તે ગુણ વગર વદનીય પુજનીય નથી, શાસ્ત્રમા દાખલા છે કે
ચુડીના અવાજથી નેમીરાજ રૂષીને વૈરાગ થયો
ચોર જોઇને સમુદ્રપાળને વૈરાગ થયો
શાલીભ ને શ્રેણીકરાજા મનવા ગયા તે સમયે વરાગ થયો
બાદલ જોઇને કરકંડુ રાજાને વૈરાગ થયો
અનાથી મુનીને જોઇને શ્રેણીક રાજાને વૈરાગ થયો.

ઉપરના દાખલાથી જોઇ શકશો કે ગુણ વગરના ચાર દાખલા નિમિત્ત રૂપ છે પરંતુ તે વદનીય પુજનીય નથી પરંતુ અનાથીમુની પચમહાવ્રતધારી સાધુ હોવાથી તે ગુણ સહિત છે અને વદનીય છે

પ્ર દ્રવ્ય નિક્ષેપો કોને કહેવાય ?

જ દ્રવ્ય નિક્ષેપો એટલે કોઇ ગૃહસ્થીના દીક્ષા લેવાના ભાવ છે તે વખતે તે દ્રવ્યે સાધુ કહેવાય પણ તે સાધુ તરીકે વદનીય નથી કારણ કે તે વખતે તે ગૃહસ્થીપણામા છે અને તેનામાં સાધુપણાના ગુણ નથી અને તેથી તે દ્રવ્યે સાધુ અને ભાવે ગૃહસ્થી છે અને ગૃહસ્થીને વદના કરવાથી કર્મક્ષય થઇ શકતા નથી તેથી દ્રવ્યનિક્ષેપો વદનીય પુજનીય નથી.

પ્ર ભાવ નિક્ષેપો કોને કહેવાય ?

જ ગૃહસ્થી ગૃહસ્થીપણામાંથી સંસારનો ત્યાગ કરી પોતે પંચમહાવ્રત પચ્ચખી સાધુ પદ અંગિકાર કરે છે અને તે વખતે સર્વ સાવજ્જ જોગના ત્યાગ કરે છે ત્યારે તે ભાવે સાધુ કહેવાય અને ત્યારથી તેઓ ગુણસહિત હોવાથી ભાવે સાધુ થાય અને ગુણસહિત હોવાથી વંદનીય પુજનીય છે

પ્ર તીર્થંકર જન્મથી ભગવાન કહેવાય કે નહીં ?

જ તીર્થંકર જન્મથી ગૃહ અવસ્થામાં છે તેમને જન્મથી ત્રણ જ્ઞાન હોય છે તેઓ ગૃહસ્થાવસ્થામાં રહી સંસારના અનેક કામો કરે છે પરંતુ જ્યાંસુધી દીક્ષા અંગીકાર કરતા નથી ત્યાંસુધી દ્રવ્યે તીર્થંકર અને ભાવે ગૃહસ્થી છે પરંતુ દીક્ષા અંગીકાર કર્યા પછી તેઓ ભાવે સાધુ અને દ્રવ્યે તીર્થંકર કહેવાય છે અને તે વખતે તેમને ચોથું મનપર્યંવ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારથી સાધુપણાના ગુણ હોવાથી વંદનીય પુજનીય છે તીર્થંકર ભગવાનને જ્યાંસુધી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાંસુધી તેઓ ભાવે સાધુ અને દ્રવ્યે તીર્થંકર કહેવાય છે અને જ્યારે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે ભાવે તીર્થંકર કહેવાય અને તે વખતે ચાર તીર્થની સ્થાપના કરે છે અને પોતે ધર્મ ઉપદેશ કરે છે અને તે ધર્મ ઉપદેશ પ્રવચન કહેવાય છે

તમો વ્રત, અનંત સમ્યક્ત્વ સાવદ્ય – નિરવદ્ય કરણ – જોગ, જીવ – અજીવ નવતત્વ પુદ્‌ગલિકશાતા આત્મિકશાતા, ધર્મનીતિ સંસારનીતિ વગેરે બરાબર સમજી શક્યા હશો યાર દૃષ્ટિ કરી જોશો તો તુરત દયા દાનનું સ્વરૂપ ખરખર સમજી શકશો કે ભગવાને ત્રણપેના ત્યાગ માગમાં ધર્મ છે અને પાપના આચરણથી બચવું તેજ દયા છે ભગવાનનો ઉપદેશ પણ તેજ કે કે સંસારી જીવોએ છ કાયની હિંસાનો બને તેટલો ત્યાગ કરવો પરંતુ કેટલાકો સંસારનીતિના પ્રીતિદાનમાં આત્મિક ધર્મ સમજતી લોકોમાં વાદવા કહેવડાવવા ઉંધે રસ્તે દોરવી ત્યાગમાર્ગ અને ભોગમાર્ગની ઓળખાણ થવા દેતા નથી જે એ બે માર્ગ બરાબર ઓળખશો અને કરણ – જોગની ચાલી લગાડી વિચારી જોશો તો તુરત ધર્મનું ખરૂં સ્વરૂપ સમજી શકશો

